# પ્રસ્તાવના

શ્રીમદ્ ભગવદ્ ગીતા હિંદુ ધર્મનો સર્વસામાન્ય ગ્રંથ છે. હિંદુ ધર્મના દરેક પંથ કે સંપ્રદાયને આ ગ્રંથ માન્ય છે; એટલે જુદી જુદી રુચિ–મતિ અનુસાર સૌ કોઈને એનો લાભ મળી શકે એ સારુ જુદા જુદા કદમાં અને નાના મોટા અક્ષરોમાં તેની ત્રણ લાખ ઉપરાંત પ્રતો આ સંસ્થા તરફથી પ્રકટ થઈ છે. સામાન્ય લખી–વાંચી જાણનાર બહુ મોટા વર્ગને ઉપયોગી થાય એ માટે આ આવૃત્તિમાં મૂળ શ્લોકો ગુજરાતી લિપિમાં આપ્યા છે, અને સાથે તેનો પદચ્છેદ, અન્વય અને શબ્દાર્થ પણ આપ્યા છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાની ભાષા સંસ્કૃત કાવ્યમય હોઈ ઘણી સરળ છે; પરંતુ તેમાં આપેલો ઉપદેશ અત્યંત ગૂઢ છે. એટલે ઓછું ભણેલાંઓ પણ આ પદચ્છેદવાળી ભગવદ્ ગીતાના વાચનથી એ જ્ઞાનામૃતનો પોતપોતાની મતિ–શક્તિ અનુસાર લાભ મેળવશે એવી આશા છે.

સંવત ૧૯૯૨માં નડિયાદના 'ગીતા જ્ઞાન સત્ર મંડળે' આ જાતની ભગવદ્ ગીતા 'શ્રીજ્ઞાનસત્ર ગીતા' એ નામથી પ્રસિદ્ધ કરેલી; અને અત્ર તરફની આ આવૃત્તિમાં તે ગ્રંથનો આધાર લેવાયો છે; તેથી અહીં તેમનો આભાર માનવામાં આવે છે.

ન્યુ દિલ્હી,<br>તા. ૫–૩–'૪૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી<br>મનુ સૂબેદાર (પ્રમુખ)




# जयसच्चिदानंद

જે જે સજ્જનોને
આ ગ્રંથમાંનું જ્ઞાન આચરવામાં
કાંઈ પણ પ્રીતિ પ્રકટી હોય,
જેઓ નિત્યપ્રતિ જ્ઞાન-પ્રકાશ
વડે મોહરૂપી અંધ-
કારને હાંકી કાઢવા
મથતા હોય,
તે તે સાધક
બંધુઓને
વંદનપૂર્વક
जयसच्चिदानंद

# समर्पण

नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये ।
सहस्रपादाक्षिशिरोरुबाहवे ॥
सहस्रनाम्ने पुरुषाय शाश्वते ।
सहस्रकोटीयुगधारिणे नमः ॥

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे ।
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ॥
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं ।
तदपि तव गुणानामीश पारं न याति ॥

त्वमेव माता च पिता त्वमेव ।
त्वमेव बंधुश्च सखा त्वमेव ॥
त्वमेव विद्या द्रविणं त्वमेव ।
त्वमेव सर्वं मम देवदेव ॥

कायेन वाचा मनसेन्द्रियैर्वा ।
बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ॥
करोमि यद्यत्सकलं परस्मै ।
नारायणायेति समर्पयामि ॥

# સમર્પણનો ભાવાર્થ

હજારો રૂપવાળા, હજારો ચરણ, આંખો, મસ્તકો સાથળો અને બાહુઓવાળા, હજારો નામવાળા, સહસ્રકોટી યુગોને ધારણ કરનારા અને સદાય શાશ્વત એવા આપ અનાદિ—અનંત પરમ પુરુષને નમસ્કાર હો !

જો નીલપર્વત જેટલું કાજળ હોય, મહાસાગર જેવડો ખડિયો હોય, કલ્પવૃક્ષના ડાળની કલમ હોય, પૃથ્વી જેવડો કાગળ હોય અને એ બધું લઈને તેના વડે સાક્ષાત્ સરસ્વતી સદાકાળ લખ્યા કરે, તો પણ હે નાથ ! આપના દિવ્ય ગુણોનો પાર આવે નહિ.

હે દેવોના દેવ ! મારે માતા પણ આપ છો અને પિતા પણ આપ છો; બંધુ પણ આપ છો અને મિત્ર પણ આપ છો; વિદ્યા પણ આપ છો અને દ્રવ્ય પણ આપ છો; ટૂંકમાં હે સર્વેશ્વર ! મારું તો સર્વ કાંઈ એક આપ જ છો.

માટે કાયા વડે, વાણી વડે, મન વડે, ઇંદ્રિયો વડે, બુદ્ધિ વડે, ચિત્ત વડે, અહંકાર વડે અથવા પ્રકૃતિના સ્વભાવ વડે જે જે કંઈ કરું છું, તે સર્વે હે પરબ્રહ્મ નારાયણ ! આપના ચરણ કમળમાં સમર્પણ કરું છું.

# શ્રી ગીતામાં સંબોધાયેલાં નામોના અર્થ

## श्रीकृष्ण भगवाननां नामोना अर्थ

अनंतरूपः=જેનાં અનંત રૂપો છે તે

अच्युतः=જેનાં કદી પણ ક્ષય કે અધોગતિ નથી તે

अरिसूदनः=શત્રુનો વિના યત્ને નાશ કરનાર

कृष्णः=કૃષ્-એ સત્તાવાચક અને ણ-એ આનંદવાચક હોઈ, એ બંનેની એકતાસૂચક પરબ્રહ્મ પણ કૃષ્ણ કહેવાય છે.

केशवः=ક-બ્રહ્માને અને ઈશ(શિવ)ને વશ રાખનાર

केशिनिषूदनः=કેશી નામે ઘોડાના આકારના દૈત્યનો નાશ કરનાર

कमलपत्राक्षः=કમળનાં પાન જેવી સુંદર વિશાળ આંખોવાળા

गोविंदः=ગો એટલે વેદાંત વાક્યો દ્વારા જાણી શકાય છે તે

जगत्पतिः=જગતના પતિ

जगन्निवासः=જગતનો નિવાસ જેનામાં છે તે; અથવા જે જગતમાં સર્વત્ર વસી રહ્યા છે તે

जनार्दनः=દુષ્ટજનોને અથવા ભક્તજનોના શત્રુને પીડનારા

देवदेवः=દેવતાઓના પૂજ્ય

देववरः=દેવતાઓમાં શ્રેષ્ઠ

पुरुषोत्तमः=ક્ષર અને અક્ષર, એ બંને પુરુષો અથવા પદાર્થોથી જે ઉત્તમ છે તે; અથવા શરીરરૂપી પુરોમાં રહેનારા પુરુષો-જીવોથી જે અતિ ઉત્તમ, પર અને વિલક્ષણ છે તે

भगवान्=ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ—એ છ પદાર્થને આપનાર; અથવા સર્વ ભૂતોની ઉત્પત્તિ, પ્રલય, જન્મ, મરણ તથા વિદ્યા અને અવિદ્યાને જાણનાર

भूतभावन =સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર

भूतेश =ભૂતોના ઈશ્વર—પતિ

मधुसूदन =મધુ નામના દૈત્યને મારનાર

महाबाहु =નિગ્રહ અને અનુગ્રહ કરવામાં જેના હાથ સમર્થ છે તે

माधव =માયાના—લક્ષ્મીના પતિ

यादवः=યદુકુળમાં જન્મેલા

योगवित्तम=યોગને જાણનારાઓમાં શ્રેષ્ઠ

वासुदेव =વસુદેવના પુત્ર

वार्ष्णेय =વૃષ્ણિ—ગોત્રમાં ઉત્પન્ન થયેલા

विष्णु =સર્વવ્યાપક

हृषीकेश =ઇંદ્રિયોના ઈશ—સ્વામી

हरि =સંસારરૂપી દુઃખને હરનાર

## अर्जुननां नामोना अर्थ

अनघ =પાપ રહિત-નિષ્પાપ

कपिध्वज =જેની ધ્વજ ઉપર કપિ—હનુમાન છે તે

कुरुश्रेष्ठ =કુરુકુળમાં ઉત્પન્ન થયેલાઓમાં શ્રેષ્ઠ

कुरुनंदन =કુરુવંશના રાજાનો પુત્ર

कुरुप्रवीरः=કુરુકુળમાં જન્મેલાઓમાં વિશેષ તેજસ્વી

कौन्तेयः=કુંતીનો પુત્ર

गुडाकेशः=નિદ્રાને જીતનાર–નિદ્રાનો સ્વામી; અથવા ગુડાક એટલે
શિવજી જેના સ્વામી છે તે

धनंजयः=દિગ્વિજયમાં સર્વ રાજાઓને જીતનારો

धनुर्धरः=ધનુષ્યનો ધારણ કરનારો

परंतप=પરમ તપસ્વી અથવા શત્રુઓને બહુ તપાવનાર

पार्थ=પૃથા–એટલે કુંતીનો પુત્ર

पुरुषव्याघ्र=પુરુષોમાં વ્યાઘ્ર જેવો

पुरुषर्षभः=પુરુષોમાં ઋષભ એટલે શ્રેષ્ઠ

पाण्डवः=પાંડુનો પુત્ર

भरतश्रेष्ठः=ભરતના વંશજોમાં શ્રેષ્ઠ

भरतसत्तमः=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ

भरतर्षभ.=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ

भारत.=ભા–બ્રહ્મવિદ્યામાં અતિ પ્રેમવાળો; અથવા ભરતનો વંશજ

महाबाहु.=મોટા હાથવાળો

सव्यसाचिनः=ડાબા હાથે પણ ધનુષ્ય સંધાન કરનાર

# અનુક્રમણિકા

# અન્ય ભગવદ્‌ગીતાઓ

**જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા :** શ્લોકો, અર્થ તથા ટીકા : ૪-૦

શ્રીમદ્‌ ભગવદ્‌ગીતાના શ્લોકો, અર્થ તથા શ્રી જ્ઞાનેશ્વર મહારાજે ૬૦૦ વર્ષ ઉપર રચેલી "ભાવાર્થ દીપિકા" નામની ઉત્તમ ટીકા અનેક સચોટ દૃષ્ટાંતો સાથે :: ગૂઢ રહસ્યને સરળતાથી સમજાવનારી આ વિસ્તૃત ટીકા સામાન્ય વાચકને પણ શ્રીમદ્‌ ભગવદ્‌ગીતાનું રહસ્ય સરળતાથી સમજાવશે. (આવૃત્તિ ૭ મી)

પાન ૮૮૮ ★ ટપાલખર્ચ ૦-૮-૦

**ઉત્તરગીતા :** મૂળ શ્લોકો સાથે સરળ ભાષાંતર : ૦-૬

અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રીકૃષ્ણે આપેલા તત્ત્વબોધનો સરળ અનુવાદ :: બ્રહ્મજ્ઞાન પામવા ઇચ્છનારનાં તથા બ્રહ્મજ્ઞાન પામી ચૂકેલાનાં કર્તવ્યો આપ્યાં છે અને એવા પુરુષ બ્રહ્મ સાથે એકતા કેવી રીતે પામે છે વગેરે સમજાવ્યું છે.

પાન ૬૪ ★ ટપાલખર્ચ ૦-૧-૦

**અષ્ટાવક્રગીતા :** મૂળ શ્લોકો સાથે સરળ ભાષાંતર : ૦-૮

મહામુનિ અષ્ટાવક્રે ઉપદેશેલી આ ગીતામાં તત્ત્વજ્ઞાનની સરળ ને ઉપયોગી સમજણ અપાઈ છે.

પાન ૭૨ ★ ટપાલખર્ચ ૦-૧-૦

**શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા :** ૦-૮

એક બાજુ શ્લોક અને બીજી બાજુ ભાષાંતરવાળી કદ ગ્રાઉનપા (બોર્ડપટીના પૂઠાં સાથે)

પાન ૪૮૦ ★ ટપાલખર્ચ ૦-૩

**શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા :** ૦-૪

શ્લોકો સિવાય માત્ર સરળ ગુજરાતી ભાષાંતર

કદ ગ્રા×૫ ★ પાન ૨૮૮ ★ ટપાલખર્ચ ૦-૧-૦

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

## ૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના

પ્રૌઢશિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી-સમજી શકે, એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના આ સંસ્થા તરફથી તૈયાર કરવામાં આવી છે; અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા ('સોપાન')** કરે છે. પહેલી યોજના મુજબ એમાં નીચે જણાવેલાં ૧૮ પુસ્તકો પ્રસિદ્ધ થશે.

આ પુસ્તકોમાં જીવનને સ્પર્શતા વિષયોનું જ્ઞાન બને તેટલી સરળ ભાષામાં આપવાનો પ્રયત્ન થશે. નાનાંમોટાં સૌ કોઈ સરળતાથી વાંચી શકે એ માટે આ યોજનાનાં બધાં પુસ્તકો **આવા મોટા અક્ષરોમાં** છપાય છે. દરેક પુસ્તકમાં ૧૨૪ થી ૧૪૪ સુધીનાં પાનાં આવશે.

**૧. પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લે૦ શ્રી. કરસનદાસ માણેક
★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ   ૧૨૮   ૦–૧૦   ૦–૨

**૨. રાખની ઢગલી :** (સચિત્ર) લે૦ શ્રી 'સૌજન્ય'
★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ   ૧૨૮   ૦–૧૦   ૦–૨

**૩. હાસ્ય-તરંગ :** (સચિત્ર) લે૦ શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે
★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો   ૧૫૦   ૦–૧૦   ૦–૨

**૪. જીવનની કલા :** લે૦ શ્રી. રવિશંકર મહેતા
★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન   ૧૪૦   ૦–૧૦   ૦–૨

**૫. જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લે. શ્રી. છોટાલાલ કામદાર
★ જગતની અદ્ભુતતા ને ઉપયોગિતાનો સરલ પરિચય   ૧૨૮   ૦–૧૦   ૦–૨

**૬. જીવનપરિવર્તન :** (સચિત્ર) લે૦ શ્રી. 'સોપાન'
★ એક જીવનપલટાની કરુણ-મંગલ સળંગ વાર્તા.   ૧૪૦   ૦–૧૦   ૦–૨

**૭. ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦ શ્રી. ઇન્દ્ર વસાવડા
★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા   ૧૩૬   ૦–૧૦   ૦–૨

*૮. ગૃહજીવનની કલા : (સચિત્ર) લે૦ શ્રી. "સમાજશાસ્ત્રી"*
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો   ૧૨૮   ૦–૧૦   ૦–૨

૯. આગકું બોલે છે : (સચિત્ર) લે૦ શ્રી. ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગાગડાનું સાચું જીવન ૧૪૪ ૦–૧૦ ૦–૨

૧૦. ગૃહજીવનનાં દશ્યો : (સચિત્ર) લેખિકા : શ્રી. કુમુદ શેઠ
★ આપણાં ગૃહ–કુટુંબનાં સાચાં શબ્દચિત્રો ૧૩૨ ૦–૧૦ ૦–૨

૧૧. મારો ભારત દેશ : (સચિત્ર) લેખક : કાન્તિલાલ પરિખ
★ ભારતવર્ષના સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ૧૩૬ ૦–૧૦ ૦–૨

૧૨. આરોગ્યસાધના : લેખક : ડુંગરશી ધરમશી સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૧૪૮ ૦–૧૦ ૦–૨

૧૩. ભગવાનનાં પ્યારુ : (સચિત્ર) લેખક: પુરાતન બુચ
★ હરિજનોના જીવન-પ્રસંગોનો હૂબહૂ ચિતાર ૧૩૬ ૦–૧૦ ૦–૨

## બીજાં ૫ પુસ્તકો હવે પછી પ્રસિદ્ધ થશે.

## યોજના વિષે માહિતી

- યોજનાનાં દરેક પુસ્તકની છૂટક કિંમત દસ આના છે.
- આ શ્રેણીનાં અઢારે પુસ્તકો માટે અગાઉથી નાણાં મોકલી નામ નોંધાવનારને છૂટક મૂલ્યના કુલ થતા રૂા. ૧૧–૪ ને બદલે **માત્ર રૂા. ૧૦) માં** મળશે. ટપાલરસ્તે મંગાવવા ઇચ્છનારે રૂા. ૧–૮ વધુ એટલે કુલ રૂા. ૧૧–૮ મોકલવા.
- 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને આ શ્રેણીનું પહેલું પુસ્તક **'પ્રકાશનાં પગલાં'** સં. ૨૦૦૧ માં મોકલી અપાયું છે; એટલે તે ગ્રાહકો પૈકી જેમને આ શ્રેણીના ગ્રાહક થવું હશે, તેમણે એ પુસ્તકની માળાના હિસાબે થતી કિંમતના રૂા. ૦–૮ બાદ કરીને રૂા. ૯–૮ તથા ૧–૮ ટપાલખર્ચનો મળી કુલ રૂા. ૧૧–૦ મોકલી આપવા.
- પ્રથમનાં તેર પુસ્તકો તૈયાર થયાં છે; અને તે ગ્રાહક થતાંની સાથે જ મળશે–મોકલી અપાશે; તેમ જ બાકીનાં પાંચ લગભગ જૂનમાં તૈયાર થયે મોકલી અપાશે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨

# શ્રી ગીતામાહાત્મ્ય

ધરોવાચ

**ભગવન્પરમેશાન ભક્તિરવ્યભિચારિણી,**
**પ્રારબ્ધં ભુજ્યમાનસ્ય કથં ભવતિ હે પ્રભો ?** ૧

ભગવન્ પરમેશાન ભક્તિઃ અવ્યભિચારિણી
પ્રારબ્ધમ્ ભુજ્યમાનસ્ય કથમ્ ભવતિ હે પ્રભો

(અન્વય-શબ્દાર્થ)

| | |
|---|---|
| ભગવન્ | = હે ભગવાન ! |
| પરમેશાન | = હે પરમેશ્વર ! |
| પ્રભો | = હે પ્રભુ ! |
| પ્રારબ્ધમ્ | = પ્રારબ્ધકર્મને |
| ભુજ્યમાનસ્ય | = ભોગવનારના (હૃદયમાં) |
| અવ્યભિચારિણી | = અનન્ય |
| ભક્તિ | = ભક્તિ |
| કથમ્ | = કેવી રીતે |
| ભવતિ | = થાય ? |

શ્રી વિષ્ણુરવાચ

**પ્રારબ્ધં ભુજ્યમાનો હિ ગીતાભ્યાસરતઃ સદા,**
**સ મુક્તઃ સ સુખી લોકે કર્મણા નોપલિપ્યતે.** ૨

પ્રારબ્ધમ્ ભુજ્યમાનઃ હિ ગીતાભ્યાસરતઃ સદા
સઃ મુક્તઃ સઃ સુખી લોકે કર્મણા ન ઉપલિપ્યતે

| | |
|---|---|
| પ્રારબ્ધમ્ | = પ્રારબ્ધને |
| ભુજ્યમાન | = ભોગવનારો (જે) |
| સદા | = હમેશાં |
| ગીતાભ્યાસરતઃ | = ગીતાનાઅભ્યાસમાં પ્રીતિવાળો (હોય) |
| સઃ | = તે (પુરુષ) |
| લોકે | = (આ) લોકમાં |
| સુખી | = સુખી (થઈને) |
| મુક્તઃ | = મુક્ત (થાય છે); |
| હિ | = કારણ કે |
| સઃ | = તે |
| કર્મણા | = કર્મોથી |
| ન ઉપલિપ્યતે | = લેપાતો નથી. |

**મહાંપાપાદિપાપાનિ ગીતાધ્યાનં કરોતિ ચેત્,**
**કવચિત્સ્પર્શં ન કુર્વન્તિ નલિનીદલમંબુવત્.** ૩

મહાપાપાદિપાપાનિ ગીતાધ્યાનમ્ કરોતિ ચેત્
ક્વચિત્ સ્પર્શમ્ ન કુર્વન્તિ નલિનીદલમ્ અંબુવત્

| | | | |
|---|---|---|---|
| ચેત્ | = જો (જે કોઈ) | મહાપાપા-દિપાપાનિ | = બ્રહ્મહત્યા જેવાં મહાપાપ વગેરે પાપો |
| ગીતાધ્યાનમ્ | = ગીતાનું ધ્યાન | ક્વચિત્ | = કદી પણ |
| કરોતિ | = કરે છે (તેને) | સ્પર્શમ્ | = સ્પર્શ |
| નલિનીદલમ્ | = કમળપત્રને | ન કુર્વન્તિ | = કરતાં નથી. |
| અંબુવત્ | = પાણી પેઠે | | |

**ગીતાયાઃ પુસ્તકં યત્ર યત્ર પાઠઃ પ્રવર્તતે,**
**તત્ર સર્વાણિ તીર્થાનિ પ્રયાગાદીનિ તત્ર વૈ. ૪**

ગીતાયાઃ પુસ્તકમ્ યત્ર યત્ર પાઠઃ પ્રવર્તતે
તત્ર સર્વાણિ તીર્થાનિ પ્રયાગાદીનિ તત્ર વૈ

| | | | |
|---|---|---|---|
| યત્ર | = જ્યાં | તત્ર | = ત્યાં |
| ગીતાયાઃ | = ગીતાનું | તત્ર | = ત્યાં |
| પુસ્તકમ્ | = પુસ્તક (હોય), | પ્રયાગાદીનિ | = પ્રયાગ વગેરે |
| યત્ર | = જ્યાં | સર્વાણિ | = બધાં |
| પાઠઃ | = પાઠ | તીર્થાનિ | = તીર્થો |
| પ્રવર્તતે | = ચાલતો હોય, | વૈ | = જ (વાસ કરે છે). |

**સર્વે દેવાશ્ચ ઋષયો યોગિનઃ પન્નગાશ્ચ યે,**
**ગોપાલા ગોપિકા વાપિ નારદોદ્ધવપાર્ષદૈઃ***
**સહાયો જાયતે શીઘ્રં યત્ર ગીતા પ્રવર્તતે. ૫**

સર્વે દેવાઃ ચ ઋષયઃ યોગિનઃ પન્નગાઃ ચ યે
ગોપાલાઃ ગોપિકાઃ વા અપિ નારદોદ્ધવપાર્ષદૈઃ
સહાયઃ જાયતે શીઘ્રમ્ યત્ર ગીતા પ્રવર્તતે

* (પાઠાન્તર) ગોપાલબાલકૃષ્ણોઽપિ નારદધ્રુવપાર્ષદૈઃ

| | | | |
|---|---|---|---|
| યત્ર | =જ્યાં | ગોપાલાઃ | =ગોવાળો |
| ગીતા | =ગીતા | ગોપિકાઃ | =ગોપીઓ |
| પ્રવર્તતે | =પ્રવર્તે છે (ત્યાં) | વા | =અને |
| સર્વે | =સર્વ | નારદોદ્ધવ-પાર્ષદૈઃ | =નારદ, ઉદ્ધવ, પાર્ષદો સહિત (ભગવાન) |
| દેવાઃ | =દેવો | અપિ | =પણ |
| ચ | =અને | શીઘ્રમ્ | =જલદી |
| ઋષયઃ | =ઋષિઓ, | સહાયઃ | =સહાય |
| યોગિનઃ | =યોગીઓ, | જાયતે | =થાય છે. |
| યે | =જે | | |
| પન્નગાઃ | =સર્પો | | |

**યત્ર ગીતાવિચારશ્ચ પઠનં પાઠનં શ્રુતમ્,**
**તત્રાહં નિશ્ચિતં પૃથ્વિ નિવસામિ સદૈવ હિ. ૬**

યત્ર ગીતાવિચારઃ ચ પઠનમ્ પાઠનમ્ શ્રુતમ્
તત્ર અહમ્ નિશ્ચિતમ્ પૃથ્વિ નિવસામિ સદા એવ હિ

| | | | |
|---|---|---|---|
| હિ | =કેમ કે | શ્રુતમ્ | =સાંભળવું (ચાલે છે), |
| પૃથ્વિ | =હે પૃથ્વિ ! | તત્ર | =ત્યાં |
| યત્ર | =જ્યાં | અહમ્ | =હું |
| ગીતાવિચારઃ | =ગીતાનો વિચાર | નિશ્ચિતમ્ | =નક્કી |
| પઠનમ્ | =ભણવું- | સદા એવ | =હમેશાં જ |
| પાઠનમ્ | =ભણાવવું | નિવસામિ | =નિવાસ કરું છું. |
| ચ | =અને | | |

**ગીતાશ્રયેઽહં તિષ્ઠામિ ગીતા મે ચોત્તમં ગૃહમ્,**
**ગીતાજ્ઞાનમુપાશ્રિત્ય ત્રીંલ્લોકાન્પાલયામ્યહમ્. ૭**

ગીતાશ્રયે અહમ્ તિષ્ઠામિ ગીતા મે ચ ઉત્તમમ્ ગૃહમ્
ગીતાજ્ઞાનમ્ ઉપાશ્રિત્ય ત્રીન્ લોકાન્ પાલયામિ અહમ્

| | | | |
|---|---|---|---|
| અહમ્ | =હું | તિષ્ઠામિ | =રહું છું |
| ગીતાશ્રયે | =ગીતાના આશ્રયમાં (ગીતાભક્તમાં) | ચ | =અને |
| | | ગીતા | =ગીતા |

| | | | |
|---|---|---|---|
| મે | =મારું | ઉપાશ્રિત્ય | =આશ્રય કરી |
| ઉત્તમમ્ | =ઉત્તમ | અહમ્ | =હું |
| ગૃહમ્ | =ઘર (છે); | ત્રીન્ લોકાન્ | =ત્રણ લોકનું |
| ગીતાજ્ઞાનમ્ | =ગીતાજ્ઞાનનો | પાલયામિ | =પાલન કરું છું. |

**ગીતા મે પરમા વિદ્યા બ્રહ્મરૂપા ન સંશયઃ,**
**અર્ધમાત્રાક્ષરા નિત્યા સ્વાનિર્વાચ્યપદાત્મિકા. ૮**

ગીતા મે પરમા વિદ્યા બ્રહ્મરૂપા ન સંશયઃ
અર્ધમાત્રા અક્ષરા નિત્યા સ્વાનિર્વાચ્યપદાત્મિકા

| | | | |
|---|---|---|---|
| ગીતા | =ગીતા | અક્ષરા | =અવિનાશી, |
| મે | =મારી | નિત્યા | =નિત્ય (અને) |
| પરમા | =ઉત્તમ | | |
| વિદ્યા | =વિદ્યા (જ્ઞાન), | સ્વાનિર્વાચ્ય-પદાત્મિકા | =મારા અવર્ણનીય પદરૂપ (છે) (એમાં) |
| બ્રહ્મરૂપા | =બ્રહ્મરૂપિણી, | | |
| અર્ધમાત્રા | =અર્ધમાત્રા, | ન સંશયઃ | =સંશય નથી. |

**ચિદાનન્દેન કૃષ્ણેન પ્રોક્તા સ્વમુખતોઽર્જુનમ્,**
**વેદત્રયી પરાનન્દા તત્ત્વાર્થજ્ઞાનસંયુતા. ૯**

ચિદાનન્દેન કૃષ્ણેન પ્રોક્તા સ્વમુખતઃ અર્જુનમ્
વેદત્રયી પરાનન્દા તત્ત્વાર્થજ્ઞાનસંયુતા

કેમ કે :—

| | | | |
|---|---|---|---|
| ચિદાનન્દેન | =સચ્ચિદાનંદરૂપ | પ્રોક્તા | =કહી (છે) |
| કૃષ્ણેન | =શ્રીકૃષ્ણે | વેદત્રયી | =(તે) ત્રણ વેદરૂપ |
| સ્વમુખતઃ | =પોતાના મુખથી | પરમાનન્દા | =પરમાનંદરૂપ (અને) |
| અર્જુનમ્ | =અર્જુનને | તત્ત્વાર્થ-જ્ઞાનસંયુતા | =બ્રહ્મતત્ત્વના જ્ઞાનથી ભરપૂર (છે). |

**યોઽષ્ટાદશજપો નિત્યં નરો નિશ્ચલમાનસઃ,**
**જ્ઞાનસિદ્ધિં સ લભતે તતો યાતિ પરં પદમ્. ૧૦**

યઃ અષ્ટાદશજપઃ નિત્યમ્ નરઃ નિશ્ચલમાનસઃ
જ્ઞાનસિદ્ધિમ્ સઃ લભતે તતઃ યાતિ પરમ્ પદમ્

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે | જ્ઞાનસિદ્ધિમ્ | = જ્ઞાનની સિદ્ધિને |
| નરઃ | = મનુષ્ય | લભતે | = મેળવે છે |
| નિશ્ચલમાનસઃ | = સ્થિર મનથી | તતઃ | = (અને) તેથી |
| નિત્યમ્ | = હમેશાં | પરમ્ | = શ્રેષ્ઠ |
| અષ્ટાદશજપઃ | = અઢાર અધ્યાયનો પાઠ (કરે છે) | પદમ્ | = પદને |
| સઃ | = તે (મનુષ્ય) | યાતિ | = પામે છે. |

**પાઠેઽસમર્થઃ સંપૂર્ણે તતોઽર્ધં પાઠમાચરેત્,**
**તદા ગોદાનજં પુણ્યં લભતે નાત્ર સંશયઃ. ૧૧**

પાઠે અસમર્થઃ સંપૂર્ણે તતઃ અર્ધમ્ પાઠમ્ આચરેત્
તદા ગોદાનજમ્ પુણ્યમ્ લભતે ન અત્ર સંશયઃ

| | | | |
|---|---|---|---|
| સંપૂર્ણે | = સંપૂર્ણ | તદા | = તો |
| પાઠે | = પાઠ કરવાને | ગોદાનજમ્ | = ગોદાનનું |
| અસમર્થઃ | = અશક્ત (હોય તો) | પુણ્યમ્ | = પુણ્ય |
| તતઃ | = તેથી | લભતે | = મેળવે છે |
| અર્ધમ્ | = અર્ધો | અત્ર | = એમાં |
| પાઠમ્ | = પાઠ | ન સંશયઃ | = સંશય નથી. |
| આચરેત્ | = કરે, | | |

**ત્રિભાગં પઠમાનસ્તુ ગંગાસ્નાનફલં લભેત્,**
**ષડંશં જપમાનસ્તુ સોમયાગફલં લભેત્. ૧૨**

ત્રિભાગમ્ પઠમાનઃ તુ ગંગાસ્નાનફલમ્ લભેત્
ષડંશમ્ જપમાનઃ તુ સોમયાગફલમ્ લભેત્

| | | | |
|---|---|---|---|
| તુ | = અને | ગંગાસ્નાનફલમ્ | = ગંગાસ્નાનના ફળને |
| ત્રિભાગમ્ | = ત્રીજા ભાગનો | લભેત્ | = મેળવે છે; |
| પઠમાનઃ | = પાઠ કરનાર | | |

| | | | |
|---|---|---|---|
| તુ | = અને | સોમયાગફલમ્ | = સોમયાગના ફળને |
| ષડ્‌શમ્ | = છઠ્ઠા ભાગનો | લભેત | = મેળવે છે. |
| જપમાનઃ | = પાઠ કરનાર | | |

એકાધ્યાયં તુ યો નિત્યં પઠતે ભક્તિસંયુતઃ,
રુદ્રલોકમવાપ્નોતિ ગણો ભૂત્વા વસેચ્ચિરમ્. ૧૩

એકાધ્યાયમ્ તુ યઃ નિત્યમ્ પઠતે ભક્તિસંયુતઃ
રુદ્રલોકમ્ અવાપ્નોતિ ગણઃ ભૂત્વા વસેત્ ચિરમ્

| | | | |
|---|---|---|---|
| તુ | = અને | રુદ્રલોકમ્ | = રુદ્રલોકને |
| ભક્તિસંયુતઃ | = ભક્તિયુક્ત | અવાપ્નોતિ | = પામે છે (અને ત્યાં) |
| યઃ | = જે | ગણઃ | = (મહાદેવના) ગણ |
| નિત્યમ્ | = હમેશાં | ભૂત્વા | = થઈ |
| એકાધ્યાયમ્ | = એક અધ્યાયનો | ચિરમ્ | = લાંબો કાળ |
| પઠતે | = પાઠ કરે છે (તે) | વસેત્ | = રહે છે. |

અધ્યાયં શ્લોકપાદં વા નિત્યં યઃ પઠતે નરઃ,
સ યાતિ નરતાં યાવન્મન્વંતરં વસુંધરે. ૧૪

અધ્યાયમ્ શ્લોકપાદમ્ વા નિત્યમ્ યઃ પઠતે નરઃ
સઃ યાતિ નરતામ્ યાવત્ મન્વંતરમ્ વસુંધરે

| | | | |
|---|---|---|---|
| વસુંધરે | = હે પૃથ્વિ! | પઠતે | = પાઠ કરે છે |
| યઃ | = જે | | |
| નરઃ | = મનુષ્ય | સઃ | = તે (મનુષ્ય) |
| નિત્યમ્ | = હમેશાં | યાવત્ મન્વંતરમ્ | = મન્વંતર સુધી |
| અધ્યાયમ્ | = એક અધ્યાયનો | | |
| વા | = અથવા | નરતામ્ | = મનુષ્યદેહને |
| શ્લોકપાદમ્ | = શ્લોકના એક ચરણનો | યાતિ | = પામે છે. |

ગીતાયાઃ શ્લોકદશકં સપ્ત પંચ ચતુષ્ટયમ્,
દ્વૌ ત્રીનેકં તદર્ધં વા શ્લોકાનાં યઃ પઠેન્નરઃ. ૧૫

**ચંદ્રલોકમવાપ્નોતિ વર્ષાણામયુતં ધ્રુવમ્,**
**ગીતાપાઠસમાયુક્તો મૃતો માનુષતાં વ્રજેત્. ૧૬**

ગીતાયાઃ શ્લોકદશકમ્ સપ્ત પંચ ચતુષ્ટયમ્
દ્વૌ ત્રીન્ એકમ્ તદર્ધમ્ વા શ્લોકાનામ્ યઃ પઠેત્ નરઃ
ચંદ્રલોકમ્ અવાપ્નોતિ વર્ષાણામ્ અયુતમ્ ધ્રુવમ્
ગીતાપાઠસમાયુક્તઃ મૃતઃ માનુષતામ્ વ્રજેત્

| | | | |
|---|---|---|---|
| ગીતાયાઃ | = ગીતાના | નરઃ | = મનુષ્ય |
| શ્લોકદશકમ્ | = દસ શ્લોકનો, | પઠેત્ | = પાઠ કરે (તે મનુષ્ય) |
| સપ્ત | = સાત શ્લોકનો, | વર્ષાણામ્ અયુતમ્ | = દશ હજાર વર્ષ સુધી |
| પંચ | = પાંચ શ્લોકનો, | | |
| ચતુષ્ટયમ્ | = ચાર શ્લોકનો, | ચન્દ્રલોકમ્ | = ચન્દ્રલોકને |
| ત્રીન્ | = ત્રણ શ્લોકનો, | અવાપ્નોતિ | = પામે છે (અને) |
| દ્વૌ | = બે શ્લોકનો, | ગીતાપાઠઃ સમાયુક્તઃ | = ગીતાનો પાઠ કરતાં કરતાં |
| એકમ્ | = એક શ્લોકનો, | | |
| વા | = અથવા | મૃતઃ | = મરેલો |
| તદર્ધમ્ | = અર્ધા શ્લોકનો | માનુષતામ્ વ્રજેત | = મનુષ્યત્વને(મનુષ્ય-દેહને) પામે છે. |
| યઃ | = જે | | |

**ગીતાભ્યાસં પુનઃ કૃત્વા લભતે મુક્તિમુત્તમામ્,**
**ગીતેત્યુચ્ચારસંયુક્તો મ્રિયમાણો ગતિં લભેત્. ૧૭**

ગીતાભ્યાસમ્ પુનઃ કૃત્વા લભતે મુક્તિમ્ ઉત્તમામ્
ગીતા ઇતિ ઉચ્ચારસંયુક્તઃ મ્રિયમાણઃ ગતિમ્ લભેત્

| | | | |
|---|---|---|---|
| પુનઃ | = (અને) ફરીથી | ગીતા | = 'ગીતા' |
| ગીતાભ્યાસમ્ | = ગીતાનો અભ્યાસ | ઇતિ | = એ પ્રમાણે |
| કૃત્વા | = કરીને | ઉચ્ચારસંયુક્તઃ | = ઉચ્ચાર સહિત |
| ઉત્તમામ્ | = ઉત્તમ | મ્રિયમાણઃ | = મરનારો |
| મુક્તિમ્ | = મુક્તિને | ગતિમ્ | = સદ્ગતિને |
| લભતે | = પામે છે. (વળી) | લભેત્ | = મેળવે છે. |

ગીતાર્થશ્રવણાસક્તો મહાપાપયુતોઽપિ વા,
વૈકુંઠં સમવાપ્નોતિ વિષ્ણુના સહ મોદતે. ૧૮

ગીતાર્થશ્રવણાસક્તઃ મહાપાપયુતઃ અપિ વા
વૈકુંઠમ્ સમવાપ્નોતિ વિષ્ણુના સહ મોદતે

| | | | |
|---|---|---|---|
| ગીતાર્થશ્રવણાસક્તઃ | = ગીતાનો અર્થ સાંભળવામાં આસક્ત થયેલો | વૈકુંઠમ્ | = વૈકુંઠને |
| વા | = અગર | સમવાપ્નોતિ | = પામે છે (અને) |
| મહાપાપયુતઃ | = મહા પાપવાળો (હોય) | વિષ્ણુના | = વિષ્ણુ |
| અપિ | = પણ | સહ | = સાથે |
| | | મોદતે | = આનંદ કરે છે (ભોગવે છે) |

ગીતાર્થં ધ્યાયતે નિત્યં કૃત્વા કર્માણિ ભૂરિશઃ,
જીવન્મુક્તઃ સ વિજ્ઞેયો દેહાન્તે પરમં પદમ્. ૧૯

ગીતાર્થમ્ ધ્યાયતે નિત્યમ્ કૃત્વા કર્માણિ ભૂરિશઃ
જીવન્મુક્તઃ સઃ વિજ્ઞેયઃ દેહાન્તે પરમમ્ પદમ્

| | | | |
|---|---|---|---|
| ભૂરિશઃ | = (જે મનુષ્ય) ઘણાં | જીવન્મુક્તઃ | = જીવન્મુક્ત |
| કર્માણિ | = કર્મો | વિજ્ઞેયઃ | = જાણવો |
| કૃત્વા | = કરીને (પણ) | ચ | = અને |
| નિત્યમ્ | = હમેશાં | દેહાન્તે | = દેહ છોડયા પછી |
| ગીતાર્થમ્ | = ગીતાના અર્થને | પરમમ્ | = પરમ |
| ધ્યાયતે | = વિચારે છે | પદમ્ | = પદને (પામે છે). |
| સઃ | = તે (મનુષ્ય) | | |

ગીતામાશ્રિત્ય બહવો ભૂભુજો જનકાદયઃ,
નિર્ધૂતકલ્મષા લોકે ગીતા યાતાઃ પરં પદમ્. ૨૦

ગીતામ્ આશ્રિત્ય બહવઃ ભૂભુજઃ જનકાદયઃ
નિર્ધૂતકલ્મષાઃ લોકે ગીતાઃ યાતાઃ પરમ્ પદમ્

| | | | |
|---|---|---|---|
| જનકાદય | = જનક વગેરે | પરમ્ | = પરમ |
| બહવઃ | = ઘણા | પદમ્ | = પદને |
| ભૂભુજઃ | = રાજાઓ | યાતાઃ | = પ્રાપ્ત થયા છે (અને) |
| ગીતામ્ | = ગીતાને | લોકે | = આ લોકમાં |
| આશ્રિત્ય | = આશ્રય કરીને | ગીતાઃ | = ગવાયા છે. |
| નિર્ધૂત-કલ્મષાઃ | = પાપરહિત (થઈને) | | |

**ગીતાયાઃ પઠનં કૃત્વા માહાત્મ્યં નૈવ યઃ પઠેત્,**
**વૃથા પાઠો ભવેત્તસ્ય શ્રમ એવ હ્યુદાહૃતઃ. ૨૧**

ગીતાયાઃ પઠનમ્ કૃત્વા માહાત્મ્યમ્ ન એવ યઃ પઠેત્
વૃથા પાઠઃ ભવેત્ તસ્ય શ્રમઃ એવ હિ ઉદાહૃતઃ

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે (મનુષ્ય) | વૃથા | = વૃથા |
| ગીતાયાઃ | = (સંપૂર્ણ) ગીતાનો | ભવેત્ | = થાય છે |
| પઠનમ્ | = પાઠ | હિ | = કારણ કે (તત્ત્વ-વેત્તાઓએ) |
| કૃત્વા | = કરીને | | |
| માહાત્મ્યમ્ | = ગીતાના માહાત્મ્યનો | શ્રમઃ | = (માહાત્મ્ય સિવાય-ના પાઠને) શ્રમરૂપ |
| ન પઠેત્ | = પાઠ કરતો નથી | | |
| તસ્ય | = તેનો | એવ | = જ |
| પાઠઃ | = પાઠ | ઉદાહૃતઃ | = કહ્યો છે. |

**એતન્માહાત્મ્યસંયુક્તં ગીતાભ્યાસં કરોતિ યઃ,**
**સ તત્ફલમવાપ્નોતિ દુર્લભાં ગતિમાપ્નુયાત્. ૨૨**

એતત્ માહાત્મ્યસંયુક્તમ્ ગીતાભ્યાસમ્ કરોતિ યઃ
સઃ તત્ ફલમ્ અવાપ્નોતિ દુર્લભામ્ ગતિમ્ આપ્નુયાત્

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે | તત્ | = તે (પૂર્વે કહેલા) |
| એતત્ | = આ | ફલમ્ | = ફળને |
| માહાત્મ્ય-સંયુક્તમ્ | = માહાત્મ્ય સાથે | અવાપ્નોતિ | = પ્રાપ્ત થાય છે (તથા) |
| ગીતાભ્યાસમ્ | = ગીતાનો અભ્યાસ | દુર્લભામ્ | = દુર્લભ |
| કરોતિ | = કરે છે | ગતિમ્ | = ગતિને |
| સઃ | = તે (મનુષ્ય) | આપ્નુયાત્ | = પામે છે. |

સૂતોવાચ

માહાત્મ્યમેતદ્ગીતાયા મયા પ્રોક્તં સનાતનમ્,
ગીતાન્તે ચ પઠેદ્યસ્તુ યદુક્તં તત્ફલં લભેત્. ૨૩

માહાત્મ્યમ્ એતત્ ગીતાયાઃ મયા પ્રોક્તમ્ સનાતનમ્,
ગીતાન્તે ચ પઠેત્ યઃ તુ યત્ ઉક્તમ્ તત્ ફલમ્ લભેત્

| | | | |
|---|---|---|---|
| ચ | = વળી | માહાત્મ્યમ્ | = માહાત્મ્યને |
| યઃ તુ | = જે કોઇ (મનુષ્ય) | પઠેત્ | = ભણે છે (તે) |
| ગીતાન્તે | = ગીતાના પાઠને અંતે | યત્ | = જે |
| મયા | = મેં | ઉક્તમ્ | = ઉપર કહ્યું |
| પ્રોક્તં | = કહેલા | તત્ | = તે |
| ગીતાયાઃ | = ગીતાના | ફલમ્ | = ફળને |
| એતત્ | = આ | લભેત્ | = પામે છે. |
| સનાતનમ્ | = સનાતન | | |

ગીતા માહાત્મ્ય સમાપ્ત

# ગીતા—ધ્યાનમંત્રો

ૐપાર્થાય પ્રતિબોધિતાં ભગવતા નારાયણેન સ્વયં,
વ્યાસેન ગ્રથિતાં પુરાણમુનિના મધ્યે મહાભારતમ્;
અદ્વૈતામૃતવર્ષિણીં ભગવતીમષ્ટાદશાધ્યાયિની–
મમ્બ ત્વામનુસન્દધામિ ભગવદ્ગીતે ભવદ્વેષિણીમ્. ૧

ૐ પાર્થાય પ્રતિબોધિતામ્ ભગવતા નારાયણેન સ્વયમ્
વ્યાસેન ગ્રથિતામ્ પુરાણમુનિના મધ્યે મહાભારતમ્
અદ્વૈતામૃતવર્ષિણીમ્ ભગવતીમ્ અષ્ટાદશાધ્યાયિનીમ્
અંબ ત્વામ્ અનુસંદધામિ ભગવદ્ગીતે ભવદ્વેષિણીમ્

અમ્બ ભગવદ્ગીતે = હે માતા ભગવદ્ગીતા !
ભગવતા = ભગવાન
નારાયણેન = નારાયણે
પાર્થાય = અર્જુનને
સ્વયમ્ = પોતે (જ)
પ્રતિબોધિતામ્ = ઉપદેશેલી
પુરાણમુનિના વ્યાસેન = પ્રાચીન મહામુનિ શ્રી વેદવ્યાસજીએ
મહાભારતમ્ મધ્યે = મહાભારતમાં
ગ્રથિતામ્ = ગૂંથેલી
અદ્વૈતામૃતવર્ષિણીમ્ = અદ્વૈત જ્ઞાનરૂપી અમૃતને વર્ષાવનારી
અષ્ટાદશાધ્યાયિનીમ્ = અઢાર અધ્યાયવાળી
ભવદ્વેષિણીમ્ = સંસારને ટાળનારી
ભગવતીમ્ = છ ઐશ્વર્યયુક્ત
ત્વામ્ = તને (તારું) (હું)
અનુસન્દધામિ = ધ્યાન ધરું છું.

નમોઽસ્તુ તે વ્યાસ વિશાલબુદ્ધે ફુલ્લારવિંદાયતપત્રનેત્ર,
યેન ત્વયા ભારતતૈલપૂર્ણઃ પ્રજ્વાલિતો જ્ઞાનમયઃ પ્રદીપઃ.૨

નમઃ અસ્તુ તે વ્યાસ વિશાલબુદ્ધે ફુલ્લારવિંદાયતપત્રનેત્ર
યેન ત્વયા ભારતતૈલપૂર્ણઃ પ્રજ્વાલિતઃ જ્ઞાનમયઃ પ્રદીપઃ

ફુલ્લ-અર-વિંદ-પત્ર = ખીલેલા કમળપત્ર જેવા
આયત-નેત્ર = વિશાળ નેત્રવાળા
વિશાલબુદ્ધે = વિશાળ બુદ્ધિવાળા
વ્યાસ = હે વ્યાસ ભગવાન!
તે = આપને
નમઃ અસ્તુ = નમસ્કાર હો! (કારણ કે)

યેન = જે
ત્વયા = આપે
ભારતતૈલ-પૂર્ણઃ = મહાભારતરૂપી તેલથી પૂર્ણ
જ્ઞાનમયઃ = જ્ઞાનમય
પ્રદીપઃ = (ગીતારૂપી) દીવો
પ્રજ્વાલિતઃ = પ્રકટાવ્યો છે.

**પ્રપન્નપારિજાતાય તોત્રવેત્રૈકપાણયે,**
**જ્ઞાનમુદ્રાય કૃષ્ણાય ગીતામૃતદુહે નમઃ. ૩**

પ્રપન્નપારિજાતાય તોત્રવેત્રૈકપાણયે
જ્ઞાનમુદ્રાય કૃષ્ણાય ગીતામૃતદુહે નમઃ

પ્રપન્નપારિ-જાતાય = શરણે આવેલા (ભક્તોને) કલ્પ-વૃક્ષ પેઠે ઇચ્છિત ફળ આપનારા,
તોત્રવેત્રૈક-પાણયે = (યુદ્ધપ્રસંગે) એક હાથમાં લગામ અને ચાબુક ધારણ કરી

જ્ઞાનમુદ્રાય = (બીજે હાથે) જ્ઞાન-મુદ્રા રચી
ગીતામૃતદુહે = ગીતારૂપી અમૃતનું દોહન કરી (અર્જુનને ઉપદેશ કરનારા)
કૃષ્ણાય = શ્રીકૃષ્ણને
નમઃ = નમસ્કાર હો!

**સર્વોપનિષદો ગાવો દોગ્ધા ગોપાલનંદનઃ,**
**પાર્થો વત્સઃ સુધીર્ભોક્તા દુગ્ધં ગીતામૃતં મહત્. ૪**

સર્વોપનિષદઃ ગાવઃ દોગ્ધા ગોપાલનન્દનઃ
પાર્થઃ વત્સઃ સુધીઃ ભોક્તા દુગ્ધમ્ ગીતામૃતમ્ મહત્

સર્વોપનિષદઃ = સર્વ ઉપનિષદોરૂપી
ગાવઃ = ગાયો (છે),
ગોપાલનન્દનઃ = ગોપાલનંદન શ્રીકૃષ્ણભગવાન

દોગ્ધા = દોહનારા (છે),
પાર્થ = અર્જુન
વત્સઃ = વાછરડો (છે),
મહત્ = મહાન

| | | | |
|---|---|---|---|
| ગીતામૃતમ્ | = ગીતામૃતરૂપી | સુધીઃ | = બુદ્ધિશાળી (પુરુષો) |
| દુગ્ધં | = દૂધ (છે) (અને) | ભોક્તા | = ભોક્તા (પીનારા) (છે). |

**વસુદેવસુતં દેવં કંસચાણૂરમર્દનમ્,**
**દેવકીપરમાનન્દં કૃષ્ણં વન્દે જગદ્ગુરુમ્.** ૫

વસુદેવસુતમ્ દેવમ્ કંસચાણુરમર્દનમ્
દેવકીપરમાનંદમ્ કૃષ્ણમ્ વંદે જગદ્‌ગુરુમ્

| | | | |
|---|---|---|---|
| વસુદેવસુતમ્ | = વસુદેવના પુત્ર | દેવકીપરમાનન્દમ્ | = દેવકીને પરમ આનંદ આપનારા |
| દેવમ્ | = દિવ્ય કાંતિવાળા | જગદ્‌ગુરુમ્ | = જગદ્‌ગુરુ |
| કંસચાણુરમર્દનમ્ | = કંસ અને ચાણૂર દૈત્યોને મારનાર | કૃષ્ણમ્ | = શ્રીકૃષ્ણને (હું) |
| | | વન્દે | = વંદન કરું છું. |

**ભીષ્મદ્રોણતટા જયદ્રથજલા ગાંધારનીલોત્પલા,**
**શલ્યગ્રાહવતી કૃપેણ વહની કર્ણેન વેલાકુલા;**
**અશ્વત્થામવિકર્ણઘોરમકરા દુર્યોધનાવર્તિની,**
**સોત્તીર્ણા ખલુ પાણ્ડવૈ રણનદી કૈવર્તકઃ કેશવઃ.** ૬

ભીષ્મદ્રોણતટા જયદ્રથજલા ગાંધારનીલોત્પલા
શલ્યગ્રાહવતી કૃપેણ વહની કર્ણેન વેલાકુલા
અશ્વત્થામવિકર્ણઘોરમકરા દુર્યોધનાવર્તિની
સા ઉત્તીર્ણા ખલુ પાણ્ડવૈઃ રણનદી કૈવર્તકઃ કેશવઃ

| | | | |
|---|---|---|---|
| ભીષ્મ–દ્રોણ–તટા | = ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાવાળી, | કૃપેણ | = કૃપાચાર્યરૂપી |
| જયદ્રથજલા | = જયદ્રથરૂપી જળવાળી, | વહની | = પ્રવાહવાળી |
| ગાંધાર–નીલોત્પલા | = શકુનિરૂપી કાળા પથ્થરવાળી, | કર્ણેન | = કર્ણરૂપી |
| શલ્ય–ગ્રાહવતી | = શલ્ય–રાજારૂપી ઝૂડવાળી | વેલાકુલા | = મોજાંથી આકુળ |
| | | અશ્વત્થામવિકર્ણઘોરમકરા | = અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયંકર મગરમચ્છોવાળી, (અને) |

દુર્યોધનાવર્તિની = દુર્યોધનરૂપી ભમરીઓવાળી
રણનદી = (જે) યુદ્ધરૂપી નદી
સા = તેને
પાણ્ડવૈઃ = પાંડવો
ઉત્તીર્ણા = તરી ગયા
ખલુ = કારણ કે
કેશવઃ = શ્રીકૃષ્ણ
કૈવર્તકઃ = સુકાની (સહાયક)(હતા)

પારાશર્યવચઃસરોજમમલં ગીતાર્થગંધોત્કટં,
નાનાખ્યાનકકેસરં હરિકથાસંબોધનાબોધિતમ્;
લોકે સજ્જનષટ્પદૈરહરહઃ પેપીયમાનં મુદા,
ભૂયાદ્ભારતપંકજં કલિમલપ્રધ્વંસિ નઃ શ્રેયસે. ૭

પારાશર્ય-વચઃ-સરોજમ્ અમલમ્ ગીતાર્થ-ગંધોત્કટમ્
નાનાખ્યાનક કેસરમ્ હરિકથા-સંબોધનાબોધિતમ્
લોકે સજ્જન-ષટ્પદૈઃ અહરૂઅહઃ પેપીયમાનમ્ મુદા
ભૂયાત્ ભારતપંકજમ્ કલિમલ-પ્રધ્વંસિ નઃ શ્રેયસે

પારાશર્ય-વચઃસરોજમ્ = વ્યાસ ભગવાનની વાણીરૂપ સરોવરમાં જન્મેલું
અમલમ્ = નિર્મળ
ગીતાર્થ-ગન્ધોત્કટમ્ = ગીતાના અર્થરૂપ ઉત્કટ સુગંધવાળું
નાનાખ્યાનક કેસરમ્ = વિવિધ આખ્યાનરૂપ કેસરોવાળું
હરિકથા સમ્બોધના બોધિતમ્ = ભગવાનની કથા અને ઉપદેશથી પૂર્ણ ખીલેલું
લોકે = લોકમાં
સજ્જન-ષટ્પદૈઃ = સજ્જનોરૂપી ભ્રમરો વડે
અહરઅહઃ = દરરોજ
મુદા = આનંદપૂર્વક
પેપીયમાનમ્ = પાન કરાતું
કલિમલ-પ્રધ્વંસિ = કલિયુગનાં પાપોનો નાશ કરનારું
ભારત-પંકજમ્ = મહાભારતરૂપ કમળ
નઃ = અમારા
શ્રેયસે = કલ્યાણ માટે
ભૂયાત્ = હો !

મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્,
યત્કૃપા તમહં વન્દે પરમાનંદ-માધવમ્. ૮

મૂકમ્ કરોતિ વાચા અલં પગુમ્ લંઘયતે ગિરિમ્
યત્કૃપા તમ્ અહમ્ વન્દે પરમાનંદ–માધવમ્

યત્કૃપા = જેની કૃપા
મૂકમ્ = મૂંગાને
વાચા = વાણી વડે
અલમ્-કરોતિ = વિભૂષિત કરે છે (અને)
પંગુમ્ = પાંગળાને
ગિરિમ્ = પર્વત
લંઘયતે = ઓળંગાવે છે
તમ્ = તે
પરમાનન્દ-માધવમ્ = પરમ આનંદસ્વરૂપ માધવને
અહમ્ = હું
વન્દે = વંદન કરું છું.

**યં બ્રહ્મા વરુણેન્દ્રરુદ્રમરુતઃ સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈ–**
**ર્વેદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગાઃ;**
**ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા પશ્યન્તિ યં યોગિનો,**
**યસ્યાન્તં ન વિદુઃ સુરાસુરગણા દેવાય તસ્મૈ નમઃ. ૯**

યમ્ બ્રહ્મા વરુણેન્દ્રરુદ્રમરુતઃ સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈઃ
વેદૈઃ સાંગપદક્રમોપનિષદૈઃ ગાયન્તિ યમ્ સામગાઃ
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા પશ્યન્તિ યમ્ યોગિનઃ
યસ્ય અન્તમ્ ન વિદુઃ સુરાસુરગણાઃ દેવાય તસ્મૈ નમઃ

બ્રહ્મા = બ્રહ્મા
વરુણ-ઇન્દ્ર-રુદ્ર-મરુતઃ = વરુણ, ઇંદ્ર, રુદ્ર, વાયુ (વગેરે દેવો)
યમ્ = જેની
દિવ્યૈઃ = દિવ્ય
સ્તવૈઃ = સ્તોત્રો વડે
સ્તુન્વન્તિ = સ્તુતિ કરે છે,
સામગાઃ = સામવેદનું ગાન કરનારા બ્રાહ્મણો
યમ્ = જેનું
સ-અઙ્ગ-પદ-ક્રમ-ઉપનિ-ષદૈઃ = અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ સહિત
વેદૈઃ = વેદો વડે
ગાયન્તિ = ગાન કરે છે;
ધ્યાનાવ-સ્થિત-તદ્ગ-તેન-મનસા = ધ્યાનથી સ્થિર અને પરમાત્મામાં લીન થયેલા મન વડે
યોગિનઃ = યોગીઓ

| | | | |
|---|---|---|---|
| યમ્ | = જેનાં | ન વિદુઃ | = જાણતા નથી |
| પશ્યન્તિ | = દર્શન કરે છે; | તસ્મૈ | = એવા |
| સુરાસુરગણાઃ | = દેવો અને અસુરો | દેવાય | = દેવને |
| યસ્ય | = જેના | નમઃ | = નમસ્કાર હો ! |
| અન્તમ્ | = પારને | | |

# ગીતામંત્રના ન્યાસ, ધ્યાન વગેરે

**ૐ અસ્ય શ્રીમદ્ ભગવદ્ગીતામાલા મંત્રસ્ય**
**ભગવાન વેદવ્યાસ ઋષિઃ ॥**

આ શ્રીમદ્ ભગવદ્ગીતામાલા મંત્રના 'ઋષિ' ભગવાન વેદવ્યાસ છે.

**અનુષ્ટુપ્ છન્દઃ ॥** 'છંદ' અનુષ્ટુપ્ છે.

**શ્રીકૃષ્ણઃ પરમાત્મા દેવતા ॥** 'દેવતા' શ્રીકૃષ્ણ પરમાત્મા છે.

**અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે ઇતિ બીજમ્ ॥**
(અ૦ ૨, શ્લો૦ ૧૧)

શોક ન કરવા યોગ્યનો તું શોક કરે છે અને વચનો પંડિત જેવાં બોલે છે: એ શ્લોક ગીતાનું 'બીજ' છે.

**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ઇતિ શક્તિઃ ॥**
(અ૦ ૧૮, શ્લો૦ ૬૬-૧)

સર્વ ધર્મનો ત્યાગ કરીને મારે શરણે આવ : એ શ્લોક ગીતાની 'શક્તિ' છે.

**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચ ઇતિ કીલકમ્ ॥**
(અ૦ ૧૮, શ્લો૦ ૬૬-૨)

હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર: એ શ્લોક ગીતાનો 'કીલક' (આધાર) છે.

## કરન્યાસ વિધિ

**નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવક ઇતિ અંગુષ્ઠાભ્યામ્ નમઃ ॥**
(અ૦૨, શ્લો૦ ૨૩-૧)

એ મંત્ર ભણીને તર્જની (અંગૂઠાની પાસેની) આંગળીથી અંગૂઠાને સ્પર્શ કરી નમસ્કાર કરવા.

**ન ચૈનં ક્લેદયંત્યાપો ન શોષયતિ મારુત ઇતિ તર્જનીભ્યામ નમઃ ॥**
(અ૦૨, શ્લો૦ ૨૩-૨)

એ મંત્ર ભણી બંને તર્જની આંગળીઓને અંગૂઠાથી સ્પર્શ કરી નમસ્કાર કરવા.

**અચ્છેદ્યોઽયમદાહ્યોઽયમક્લેદ્યોઽશોષ્ય એવ ચ ઇતિ**
**મધ્યમાભ્યામ્ નમઃ ॥** (અ૦ ૨, શ્લો૦ ૨૪-૧)

એ મંત્ર બોલી બંને મધ્યમા (વચલી) આંગળીઓને અંગૂઠાથી સ્પર્શ કરી નમસ્કાર કરવા.

**નિત્યઃ સર્વગતઃ સ્થાણુરચલોઽયં સનાતન ઇતિ**
**અનામિકાભ્યામ્ નમઃ ॥** (અ૦ ૨, શ્લો૦ ૨૪-૨)

એ મંત્ર ભણી બંને અનામિકા (છેલ્લી આંગળીની પાસેની) આંગળીઓને અંગૂઠાથી સ્પર્શ કરી નમસ્કાર કરવા.

**પશ્ય મે પાર્થ રૂપાણિ શતશોઽથ સહસ્રશ ઇતિ**
**કનિષ્ઠિકાભ્યામ્ નમઃ ॥** (અ૦ ૧૧, શ્લો૦ ૫-૧)

એ મંત્ર બોલી બંને કનિષ્ઠિકા (છેલ્લી) આંગળીઓને અંગૂઠાથી સ્પર્શ કરી નમસ્કાર કરવા.

**નાના વિધાનિ દિવ્યાનિ નાનાવર્ણાકૃતીનિ ચ ઇતિ**
**કરતલકરપૃષ્ઠાભ્યામ્ નમઃ ॥** (અ૦ ૧૧, શ્લો૦ ૫-૨)

એ મંત્ર ભણી બંને હાથની હથેળીઓનો અને પોંચાનો પરસ્પર સ્પર્શ કરી નમસ્કાર કરવા.

## હૃદયાદિ અંગન્યાસ વિધિ

નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવક ઇતિ હૃદયાય નમઃ ॥
એ મંત્ર બોલી હૃદયને જમણા હાથથી સ્પર્શ કરી નમસ્કાર કરવા.

ન ચૈનં ક્લેદયંત્યાપો ન શોષયતિ મારુતઃ ઇતિ શિરસે સ્વાહા ॥
એ મંત્ર બોલી મસ્તકને સ્પર્શ કરી નમસ્કાર કરવા.

અચ્છેદ્યોઽયમદાહ્યોઽયમક્લેદ્યોઽશોષ્ય એવ ચ ઇતિ શિખાયૈ વષટ્ ॥
એ મંત્ર ભણી શિખાને સ્પર્શ કરી નમસ્કાર કરવા.

નિત્યઃ સર્વગતઃ સ્થાણુરચલોઽયં સનાતનઃ ઇતિ કવચાય હુમ્ ॥
એ મંત્ર બોલી બંને હાથની હથેલીઓથી (અદબ માફક) ખભાને સ્પર્શ કરી નમસ્કાર કરવા.

પશ્ય મે પાર્થ રૂપાણિ શતશોઽથ સહસ્રશઃ ઇતિ નેત્રત્રયાય વૌષટ્ ॥
એ મંત્ર બોલી ત્રણે નેત્રને હાથથી સ્પર્શ કરી નમસ્કાર કરવા. (ત્રીજું જ્ઞાનનેત્ર બે ભ્રમરની વચ્ચે સમજવું.)

નાનાવિધાનિ દિવ્યાનિ નાનાવર્ણાકૃતિનિ ચ ઇતિ અસ્ત્રાય ફટ્ ॥
એ મંત્ર બોલી જમણા હાથની તર્જની અને મધ્યમા આંગળી સાથે રાખી જમણા હાથથી મસ્તકની પ્રદક્ષિણા ઊલટી રીતે કરી, ડાબી હથેલીમાં તાળી પાડવી.

## વિનિયોગ

શ્રીકૃષ્ણ પ્રીત્યર્થે પાઠે વિનિયોગ ઇતિ સંકલ્પઃ ॥
શ્રી ભગવાનની પ્રીતિને અર્થે હું પાઠમાં જોડાઉં છું, એ પ્રમાણે સંકલ્પ કરી ધ્યાન-વંદન સહિત પાઠ શરૂ કરવો.

# શ્રીમદ્ ભગવદ્ગીતા

(ગુજરાતી પદચ્છેદ, અન્વય અને શબ્દાર્થ સહિત)

## અધ્યાય ૧ લો

ધૃતરાષ્ટ્ર ઉવાચ

ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રે સમવેતા યુયુત્સવઃ,
મામકાઃ પાણ્ડવાશ્ચૈવ કિમકુર્વત સંજય. ૧

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે સમવેતા યુયુત્સવ
મામકા પાણ્ડવા ચ એવ કિમ અકુર્વત સંજય

| | | | |
|---|---|---|---|
| સંજય | = હે સંજય ! | મામકા | = મારા |
| ધર્મક્ષેત્રે | = ધર્મભૂમિમાં | ચ એવ | = તેમ જ |
| કુરુક્ષેત્રે | = કુરુક્ષેત્રમાં | પાણ્ડવા | = પાંડુના પુત્રોએ |
| સમવેતા | = એકઠા થયેલા | કિમ્ | = શું |
| યુયુત્સવ | = યુદ્ધ કરવાની ઇચ્છાવાળા | અકુર્વત | = કર્યું ? |

સંજય ઉવાચ

દૃષ્ટ્વા તુ પાણ્ડવાનીકં વ્યૂઢં દુર્યોધનસ્તદા,
આચાર્યમુપસંગમ્ય રાજા વચનમબ્રવીત્. ૨

દૃષ્ટ્વા તુ પાણ્ડવાનીકમ્ વ્યૂઢમ્ દુર્યોધન તદા
આચાર્યમ્ ઉપસંગમ્ય રાજા વચનમ્ અબ્રવીત્

| | | | |
|---|---|---|---|
| પાણ્ડવાનીકમ્ | = પાંડવોની સેના | રાજા | = રાજા |
| વ્યૂઢમ્ | = વ્યૂહમાં ગોઠવાયેલી | દુર્યોધન | = દુર્યોધન |
| દૃષ્ટ્વા | = જોઈ | આચાર્યમ્ | = દ્રોણાચાર્ય |
| તદા તુ | = તે વખતે જ | ઉપસંગમ્ય | = પાસે જઈને |
| | | વચનમ્ | = (આ) વચન |
| | | અબ્રવીત | = બોલ્યો |

પશ્યૈતાં પાણ્ડુપુત્રાણામાચાર્ય મહતીં ચમૂમ્,
વ્યૂઢાં દ્રુપદપુત્રેણ તવ શિષ્યેણ ધીમતા. ૩

પશ્ય એતામ્ પાણ્ડુપુત્રાણામ્ આચાર્ય મહતીમ્ ચમૂમ્
વ્યૂઢામ્ દ્રુપદપુત્રેણ તવ શિષ્યેણ ધીમતા

| | |
|---|---|
| આચાર્ય = હે આચાર્ય ! | પાણ્ડુપુત્રાણામ્ = પાંડવોની |
| તવ = આપના | એતામ્ = આ |
| ધીમતા = બુદ્ધિમાન | મહતીમ્ = મોટી |
| શિષ્યેણ = શિષ્ય | ચમૂમ્ = સેના |
| દ્રુપદપુત્રેણ = દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને | પશ્ય = જુઓ. |
| વ્યૂઢામ્ = વ્યૂહાકારમાં ગોઠવેલી | |

અત્ર શૂરા મહેષ્વાસા ભીમાર્જુનસમા યુધિ,
યુયુધાનો વિરાટશ્ચ દ્રુપદશ્ચ મહારથઃ. ૪

અત્ર શૂરાઃ મહેષ્વાસાઃ ભીમાર્જુનસમાઃ યુધિ
યુયુધાનઃ વિરાટઃ ચ દ્રુપદઃ ચ મહારથઃ

| | |
|---|---|
| અત્ર = આ(સેના)માં | ચ = અને |
| ભીમાર્જુનસમા = ભીમ અને અર્જુન જેવા | યુયુધાનઃ = સાત્યકિ |
| યુધિ = યુદ્ધમાં | વિરાટઃ = વિરાટ |
| શૂરાઃ = શૂરા (અને) | ચ = તથા |
| મહેષ્વાસાઃ = મોટા મોટા ધનુર્ધારી (છે) | દ્રુપદઃ = દ્રુપદ (જેવા) |
| | મહારથઃ = મહારથી (છે). |

ધૃષ્ટકેતુશ્ચેકિતાનઃ કાશિરાજશ્ચ વીર્યવાન્,
પુરુજિત્કુન્તિભોજશ્ચ શૈબ્યશ્ચ નરપુંગવઃ. ૫

ધૃષ્ટકેતુઃ ચેકિતાનઃ કાશિરાજઃ ચ વીર્યવાન
પુરુજિત્ કુન્તિભોજઃ ચ શૈબ્યઃ ચ નરપુંગવઃ

| | | | |
|---|---|---|---|
| ચ | = અને | પુરુજિત્ | = પુરુજિત્ |
| ધૃષ્ટકેતુઃ | = ધૃષ્ટકેતુ | કુન્તિભોજઃ | = કુંતિભોજ |
| ચેકિતાનઃ | = ચેકિતાન | ચ | = અને |
| ચ | = તથા | શૈબ્યઃ | = શૈબ્ય (જેવા) |
| વીર્યવાન્ | = બળવાન | નરપુગવઃ | = મર્દ મનુષ્ય (છે). |
| કાશિરાજઃ | = કાશિરાજા | | |

**યુધામન્યુશ્ચ વિક્રાન્ત ઉત્તમૌજાશ્ચ વીર્યવાન્,**
**સૌભદ્રો દ્રૌપદેયાશ્ચ સર્વ એવ મહારથાઃ ૬**

યુધામન્યુઃ ચ વિક્રાન્તઃ ઉત્તમૌજાઃ ચ વીર્યવાન્
સૌભદ્રઃ દ્રૌપદેયાઃ ચ સર્વે એવ મહારથાઃ

| | | | |
|---|---|---|---|
| ચ | = અને | સૌભદ્રઃ | = અભિમન્યુ |
| વિક્રાન્તઃ | = પરાક્રમી | ચ | = અને |
| યુધામન્યુઃ | = યુધામન્યુ | દ્રૌપદેયાઃ | = દ્રૌપદીના પુત્રો |
| ચ | = તથા | સર્વે | = (એ) બધા |
| વીર્યવાન્ | = બળવાન | એવ | = જ |
| ઉત્તમૌજાઃ | = ઉત્તમૌજા | મહારથાઃ | = મહારથીઓ (છે). |

**અસ્માકં તુ વિશિષ્ટા યે તાન્નિબોધ દ્વિજોત્તમ,**
**નાયકા મમ સૈન્યસ્ય સંજ્ઞાર્થં તાન્બ્રવીમિ તે. ૭**

અસ્માકમ્ તુ વિશિષ્ટાઃ યે તાન્ નિબોધ દ્વિજોત્તમ
નાયકાઃ મમ સૈન્યસ્ય સંજ્ઞાર્થમ્ તાન્ બ્રવીમિ તે

| | | | |
|---|---|---|---|
| દ્વિજોત્તમ | = હે દ્વિજોત્તમ ! | યે | = જેઓ |
| અસ્માકમ્ | = અમારા પક્ષમાં | વિશિષ્ટાઃ | = મુખ્ય (છે). |
| તુ | = પણ | તાન્ | = તેમને |

નિબોધ = (આપ) જાણી લો.
તે = આપની
સંજ્ઞાર્થમ્ = જાણ માટે
મમ = મારી
સૈન્યસ્ય = સેનાના
નાયકાઃ = (જે જે) નાયકો (છે)
તાન્ = તેમને
બ્રવીમિ = કહું છું.

**ભવાન્ભીષ્મશ્ચ કર્ણશ્ચ કૃપશ્ચ સમિતિંજયઃ,**
**અશ્વત્થામા વિકર્ણશ્ચ સૌમદત્તિસ્તથૈવ ચ.* ૮**

ભવાન્ ભીષ્મઃ ચ કર્ણઃ ચ કૃપઃ ચ સમિતિંજયઃ
અશ્વત્થામા વિકર્ણઃ ચ સૌમદત્તિઃ તથા એવ ચ

ભવાન્ = આપ
ચ = અને
ભીષ્મઃ = (પિતામહ) ભીષ્મ
ચ = તથા
કર્ણઃ = કર્ણ
ચ = અને
સમિતિંજયઃ = સમરવિજયી
કૃપઃ = કૃપાચાર્ય
તથા = તેમ
એવ = જ
અશ્વત્થામા = અશ્વત્થામા
વિકર્ણઃ = વિકર્ણ
ચ = અને
સૌમદત્તિઃ = સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા
ચ = તથા

**અન્યે ચ બહવઃ શૂરા મદર્થે ત્યક્ત જીવિતાઃ,**
**નાના શસ્ત્ર પ્રહરણાઃ સર્વે યુદ્ધ વિશારદાઃ. ૯**

અન્યે ચ બહવઃ શૂરાઃ મદર્થે ત્યક્ત જીવિતાઃ
નાના શસ્ત્ર પ્રહરણાઃ સર્વે યુદ્ધ વિશારદાઃ

મદર્થે = મારે માટે
ત્યક્ત-જીવિતાઃ = જીવન (પણ) તજનારા
અન્યે = બીજા
ચ = પણ
બહવઃ = ઘણા
શૂરાઃ = શૂરવીરો (છે).
સર્વે = (એ) સઘળા

* 'તથૈવ ચ' ને બદલે 'જયદ્રથઃ' એવો પાઠ પણ છે.

નાના શસ્ત્ર પ્રહરણા = જુદા જુદા શસ્ત્રો ચલાવી જાણનારા (તથા)
યુદ્ધવિશારદા = યુદ્ધકળામાં કુશળ (છે).

**અપર્યાપ્તં તદસ્માકં બલં ભીષ્માભિરક્ષિતમ્,**
**પર્યાપ્તં ત્વિદમેતેષાં બલં ભીમાભિરક્ષિતમ્. ૧૦**

અપર્યાપ્તમ્ તત્ અસ્માકમ્ બલમ્ ભીષ્માભિરક્ષિતમ્
પર્યાપ્તમ્ તુ ઇદમ્ એતેષામ્ બલમ્ ભીમાભિરક્ષિતમ્

ભીષ્માભિરક્ષિતમ્ = ભીષ્મપિતામહ દ્વારા રક્ષાયેલી
અસ્માકમ્ = અમારી
બલમ્ = સેના
તત્ = તે
અપર્યાપ્તમ્ = અપરિમિત (અજેય) છે,
તુ = પરંતુ
ભીમાભિરક્ષિતમ્ = ભીમ વડે રક્ષાયેલી
એતેષામ્ = તેમની
ઇદમ્ = આ
બલમ્ = સેના
પર્યાપ્તમ્* = પરિમિત (જીતવામાં સુગમ) (છે)

**અયનેષુ ચ સર્વેષુ યથાભાગમવસ્થિતાઃ,**
**ભીષ્મમેવાભિરક્ષન્તુ ભવન્તઃ સર્વ એવ હિ. ૧૧**

અયનેષુ ચ સર્વેષુ યથાભાગમ્ અવસ્થિતા:
ભીષ્મમ્ એવ અભિરક્ષન્તુ ભવન્ત: સર્વે એવ હિ

ચ = માટે
સર્વેષુ અયનેષુ = સઘળા મોરચાઓ ઉપર
યથાભાગમ્ = પોતપોતાની જગ્યાએ
અવસ્થિતા = ઊભા રહીને

* કેટલાક અપર્યાપ્તમ્-'અપૂર્ણ' અને પર્યાપ્તમ્-'પૂર્ણ' એવો અર્થ કરે છે, કારણ કે દુર્યોધન ભીષ્મપિતામહને પાંડવોનો પક્ષ કરનાર માને છે અને ભીમ સ્વપક્ષમાં દૃઢ છે.

| | | | |
|---|---|---|---|
| ભવન્તઃ | = તમે | ભીષ્મમ્ | = ભીષ્મ પિતામહની |
| સર્વે | = બધા | એવ | = જ |
| એવ | = જ | અભિરક્ષન્તુ | = બધી બાજુથી રક્ષા કરો. |
| હિ | = ખરેખર | | |

**તસ્ય સંજનયન્હર્ષં કુરુવૃદ્ધઃ પિતામહઃ,**
**સિંહનાદં વિનદ્યોચ્ચૈઃ શંખં દધ્મૌ પ્રતાપવાન્. ૧૨**

તસ્ય સંજનયન્ હર્ષમ્ કુરુવૃદ્ધઃ પિતામહઃ
સિંહનાદમ્ વિનદ્ય ઉચ્ચૈઃ શંખમ્ દધ્મૌ પ્રતાપવાન

| | | | |
|---|---|---|---|
| કુરુવૃદ્ધઃ | = કૌરવોમાં વૃદ્ધ | સંજનયન્ | = ઉપજાવવા |
| પ્રતાપવાન્ | = મહાપ્રતાપી | સિંહનાદમ્ | = સિંહનાદ (જેવી) |
| પિતામહઃ | = પિતામહ ભીષ્મે | વિનદ્ય | = ગર્જના કરીને |
| તસ્ય | = તેને (દુર્યોધનને) | ઉચ્ચૈઃ | = મોટેથી |
| હર્ષમ્ | = હર્ષ | શંખમ્ | = શંખ |
| | | દધ્મૌ | = વગાડયો. |

**તતઃ શંખાશ્ચ ભેર્યશ્ચ પણવાનકગોમુખાઃ,**
**સહસૈવાભ્યહન્યન્ત સ શબ્દસ્તુમુલોઽભવત્. ૧૩**

તતઃ શંખાઃ ચ ભેર્યઃ ચ પણવાનકગોમુખાઃ
સહસા એવ અભ્યહન્યન્ત સઃ શબ્દઃ તુમુલઃ અભવત્

| | | | |
|---|---|---|---|
| તતઃ | = તે પછી | સહસા | = એક સાથે |
| શંખાઃ | = શંખો | એવ | = જ |
| ચ | = અને | અભ્યહન્યન્ત | = વાગી ઊઠ્યાં. |
| ભેર્યઃ | = નગારાં | સઃ | = તે |
| ચ | = તથા | શબ્દઃ | = શબ્દ |
| પણવઆનક-ગોમુખાઃ | = ઢોલ, મૃદંગ અને રણશિંગાવગેરેવાજાઓ | તુમુલઃ | = ઘણો ભયંકર |
| | | અભવત્ | = થયો. |

**તતઃ શ્વેતૈર્હયૈર્યુક્તે મહતિ સ્યન્દને સ્થિતૌ,**
**માધવઃ પાણ્ડવશ્ચૈવ દિવ્યૌ શંખૌ પ્રદધ્મતુઃ. ૧૪**

તતઃ શ્વેતૈઃ હયૈઃ યુક્તે મહતિ સ્યન્દને સ્થિતૌ
માધવઃ પાણ્ડવઃ ચ એવ દિવ્યૌ શંખૌ પ્રદધ્મતુઃ

| | | | |
|---|---|---|---|
| તતઃ | = તે પછી | માધવઃ | = ભગવાન શ્રીકૃષ્ણે |
| શ્વેતૈઃ | = ધોળા (ચાર) | ચ એવ | = તેમ જ |
| હયૈઃ | = ઘોડા | પાણ્ડવઃ | = અર્જુને |
| યુક્તે | = જોડેલા | દિવ્યૌ | = અલૌકિક |
| મહતિ | = મોટા | શંખૌ | = શંખો |
| સ્યન્દને | = રથમાં | પ્રદધ્મતુઃ | = વગાડ્યા. |
| સ્થિતૌ | = બેઠેલા | | |

**પાંચજન્યં હૃષીકેશો દેવદત્તં ધનંજયઃ,**
**પૌણ્ડ્રં દધ્મૌ મહાશંખં ભીમકર્મા વૃકોદરઃ. ૧૫**

પાંચજન્યમ્ હૃષીકેશઃ દેવદત્તમ્ ધનંજયઃ
પૌણ્ડ્રમ્ દધ્મૌ મહાશંખમ્ ભીમકર્મા વૃકોદરઃ

| | | | |
|---|---|---|---|
| હૃષીકેશઃ | = શ્રીકૃષ્ણે | વૃકોદરઃ | = ભીમસેને |
| પાંચજન્યમ્ | = પાંચજન્ય, | પૌણ્ડ્રમ્ | = પૌંડ્ર નામનો |
| ધનંજયઃ | = અર્જુને | મહાશંખમ્ | = મોટો શંખ |
| દેવદત્તમ્ | = દેવદત્ત, | દધ્મૌ | = વગાડ્યો. |
| ભીમકર્મા | = (અને) ભયંકર કર્મો કરનાર | | |

**અનન્તવિજયં રાજા કુન્તીપુત્રો યુધિષ્ઠિરઃ,**
**નકુલઃ સહદેવશ્ચ સુઘોષ-મણિપુષ્પકૌ. ૧૬**

અનન્તવિજયમ્ રાજા કુન્તીપુત્રઃ યુધિષ્ઠિરઃ
નકુલઃ સહદેવઃ ચ સુઘોષ-મણિપુષ્પકૌ

કુંતીપુત્રઃ = કુંતીપુત્ર
રાજા = રાજા
યુધિષ્ઠિરઃ = યુધિષ્ઠિરે
અનંતવિજયમ્ = અનંતવિજય (અને)
નકુલઃ = નકુલ
ચ = તથા
સહદેવઃ = સહદેવે
સુઘોષમણિપુષ્પકૌ = સુઘોષ અને મણિપુષ્પક નામના શંખો (વગાડચા).

**કાશ્યશ્ચ પરમેષ્વાસઃ શિખણ્ડી ચ મહારથઃ,**
**ધૃષ્ટદ્યુમ્નો વિરાટશ્ચ સાત્યકિશ્ચાપરાજિતઃ. ૧૭**

કાશ્યઃ ચ પરમેષ્વાસઃ શિખણ્ડી ચ મહારથઃ
ધૃષ્ટદ્યુમ્નઃ વિરાટઃ ચ સાત્યકિઃ ચ અપરાજિતઃ

પરમેષ્વાસઃ = મહાધનુર્ધારી
કાશ્યઃ = કાશિરાજ
ચ = અને
મહારથઃ = મહારથી
શિખણ્ડી = શિખંડી
ચ = તથા
ધૃષ્ટદ્યુમ્નઃ = ધૃષ્ટદ્યુમ્ન
ચ = અને
વિરાટઃ = (રાજા) વિરાટ
ચ = તથા
અપરાજિતઃ = અજિત
સાત્યકિઃ = સાત્યકિ;

**દ્રુપદો દ્રૌપદેયાશ્ચ સર્વશઃ પૃથિવીપતે,**
**સૌભદ્રશ્ચ મહાબાહુઃ શંખાન્દધ્મુઃ પૃથક્પૃથક્. ૧૮**

દ્રુપદઃ દ્રૌપદેયાઃ ચ સર્વશઃ પૃથિવીપતે
સૌભદ્રઃ ચ મહાબાહુઃ શંખાન્ દધ્મુઃ પૃથક્ પૃથક્

ચ = અને
પૃથિવીપતે = હે રાજન્!
દ્રુપદઃ = દ્રુપદ રાજા,
દ્રૌપદેયાઃ = દ્રૌપદીના પુત્રો,
ચ = તથા
મહાબાહુઃ = મોટી ભુજાવાળો
સૌભદ્રઃ = અભિમન્યુ
સર્વશઃ = એ બધાએ
પૃથક્ = જુદા
પૃથક્ = જુદા
શંખાન્ = શંખો
દધ્મુઃ = વગાડચા.

**સ ઘોષો ધાર્તરાષ્ટ્રાણાં હૃદયાનિ વ્યદારયત્,**
**નભશ્ચ પૃથિવીં ચૈવ તુમુલો વ્યનુનાદયન્. ૧૯**

સઃ ઘોષઃ ધાર્તરાષ્ટ્રાણામ્ હૃદયાનિ વ્યદારયત્
નભઃ ચ પૃથિવીમ્ ચ એવ તુમુલઃ વ્યનુનાદયન્

| | | | |
|---|---|---|---|
| ચ | = અને | સઃ | = તે |
| નભઃ | = આકાશ | તુમુલઃ | = પ્રચંડ |
| ચ | = તથા | ઘોષઃ | = ઘોષે |
| પૃથિવીમ્ | = પૃથ્વીને | ધાર્તરાષ્ટ્રાણામ્ | = કૌરવોનાં |
| એવ | = પણ | હૃદયાનિ | = હૃદયોને |
| વ્યનુનાદયન્ | = ગજવી મૂકતા | વ્યદારયત્ | = ચીરી નાખ્યાં. |

**અથ વ્યવસ્થિતાન્ દૃષ્ટ્વા ધાર્તરાષ્ટ્રાન્કપિધ્વજઃ,**
**પ્રવૃત્તે શસ્ત્રસંપાતે ધનુરુદ્યમ્ય પાણ્ડવઃ. ૨૦**
**હૃષીકેશં તદા વાક્યમિદમાહ મહીપતે,**
**સેનયોરુભયોર્મધ્યે રથં સ્થાપય મેઽચ્યુત. ૨૧**

અથ વ્યવસ્થિતાન્ દૃષ્ટ્વા ધાર્તરાષ્ટ્રાન્ કપિધ્વજઃ
પ્રવૃત્ત શસ્ત્રસંપાતે ધનુઃ ઉદ્યમ્ય પાણ્ડવઃ
હૃષીકેશમ્ તદા વાક્યમ્ ઇદમ્ આહ મહીપતે
સેનયોઃ ઉભયોઃ મધ્યે રથમ્ સ્થાપય મે અચ્યુત

| | | | |
|---|---|---|---|
| મહીપતે | = હે રાજન્! | ધાર્તરાષ્ટ્રાન્ | = કૌરવોને |
| અથ | = તે પછી | વ્યવસ્થિતાન્ | = ગોઠવાયેલા |
| કપિધ્વજઃ | = કપિધ્વજ (રથની ધજામાં હનુમાનના ચિહ્નવાળો) | દૃષ્ટ્વા | = જોઈ, |
| | | તદા | = ત્યારે |
| પાણ્ડવઃ | = અર્જુન | શસ્ત્રસંપાતે પ્રવૃત્તે | = શસ્ત્ર ચલાવવાનો સમય થતાં |

| | | | |
|---|---|---|---|
| ધનુઃ | = ધનુષ્ય | અચ્યુત | = હે અચ્યુત ! |
| ઉદ્યમ્ય | = ઉઠાવી, | મે | = મારો |
| હૃષીકેશમ્ | = શ્રીકૃષ્ણ ભગવાન પ્રત્યે | રથમ્ | = રથ |
| | | ઉભયોઃ | = બંને |
| ઇદમ્ | = આ | સેનયોઃ | = સેનાઓની |
| વાક્યમ્ | = વચન | મધ્યે | = વચમાં |
| આહ | = કહેવા લાગ્યોઃ | સ્થાપય | = ઊભો રાખો. |

યાવદેતાન્નિરીક્ષેઽહં યોર્દ્ધુકામાનવસ્થિતાન્,
કૈર્મયા સહ યોદ્ધવ્યમસ્મિન્રણસમુદ્યમે. ૨૨

યાવત્ એતાન્ નિરીક્ષે અહમ્ યોદ્ધુકામાન્ અવસ્થિતાન
કૈઃ મયા સહ યોદ્ધવ્યમ્ અસ્મિન્ રણસમુદ્યમે

| | | | |
|---|---|---|---|
| યાવત્ | = કે જેથી | અસ્મિન્ | = આ |
| અહમ્ | = હું | રણસમુદ્યમે | = યુદ્ધકાર્યમાં |
| એતાન્ | = આ | મયા | = મારે |
| અવસ્થિતાન્ | = સામે ઊભેલા | કૈઃ | = કોની કોની |
| યોદ્ધુકામાન્ | = લડવાની ઇચ્છા (હોંસ)વાળાઓને | સહ | = સાથે |
| નિરીક્ષે | = સારી રીતે જોઈ લઉં, (કે) | યોદ્ધવ્યમ્ | = લડવાનું (છે), |

યોત્સ્યમાનાનવેક્ષેઽહં ય એતેઽત્ર સમાગતાઃ,
ધાર્તરાષ્ટ્રસ્ય દુર્બુદ્ધેર્યુદ્ધે પ્રિયચિકીર્ષવઃ. ૨૩

યોત્સ્યમાનાન્ અવેક્ષે અહમ્ યે એતે અત્ર સમાગતાઃ
ધાર્તરાષ્ટ્રસ્ય દુર્બુદ્ધેઃ યુદ્ધે પ્રિયચિકીર્ષવઃ

વળી –

| | | | |
|---|---|---|---|
| દુર્બુદ્ધેઃ | = દુષ્ટબુદ્ધિવાળા | યુદ્ધે | = યુદ્ધમાં |
| ધાર્તરાષ્ટ્રસ્ય | = દુર્યોધનનું | પ્રિયચિકીર્ષવઃ | = ભલું કરવા ઇચ્છતા |

| | | | |
|---|---|---|---|
| યે | = જે | યોત્સ્ય-માનાન્ | = લડવૈયાઓને, (પણ) |
| એતે | = આ (રાજાઓ) | અહમ્ | = હું |
| અત્ર | = અહીં | અવેક્ષે | = જોઈ લઉં. |
| સમાગતાઃ | = એકઠા થયેલા છે (તે) | | |

સંજય ઉવાચ

**એવમુક્તો હૃષીકેશો ગુડાકેશેન ભારત,**
**સેનયોરુભયોર્મધ્યે સ્થાપયિત્વા રથોત્તમમ્. ૨૪**
**ભીષ્મદ્રોણપ્રમુખતઃ સર્વેષાં ચ મહીક્ષિતામ્,**
**ઉવાચ પાર્થ પશ્યૈતાન્સમવેતાન્કુરૂનિતિ. ૨૫**

એવમ્ ઉક્તઃ હૃષીકેશઃ ગુડાકેશેન ભારત
સેનયોઃ ઉભયોઃ મધ્યે સ્થાપયિત્વા રથોત્તમમ્
ભીષ્મદ્રોણપ્રમુખતઃ સર્વેષામ્ ચ મહીક્ષિતામ્
ઉવાચ પાર્થ પશ્ય એતાન્ સમવેતાન્ કુરુન્ ઇતિ

| | | | |
|---|---|---|---|
| ભારત* | = હે ધૃતરાષ્ટ્ર ! | ભીષ્મદ્રોણ પ્રમુખતઃ | = ભીષ્મ અને દ્રોણાચાર્યની સામે |
| ગુડાકેશેન | = અર્જુને | રથોત્તમમ્ | = ઉત્તમ રથને |
| એવમ્ | = આ પ્રમાણે | સ્થાપયિત્વા | = ઊભો રાખી |
| ઉક્તઃ | = કહેતાં | ઇતિ | = આ પ્રમાણે |
| હૃષીકેશઃ | = ભગવાન્ શ્રીકૃષ્ણે | ઉવાચ | = કહ્યું: |
| ઉભયોઃ | = બંને | પાર્થ | = હે પાર્થ ! |
| સેનયોઃ | = સેનાઓની | એતાન્ | = આ |
| મધ્યે | = વચમાં | સમવેતાન્ | = એકઠા થયેલા |
| સર્વેષામ્ | = સર્વ | કુરુન્ | = કૌરવોને |
| મહીક્ષિતામ્ | = રાજાઓની | પશ્ય | = જો. |
| ચ | = તથા | | |

* 'ભારત' શબ્દનો ઉપયોગ ગીતાજીમાં બે વ્યક્તિઓ માટે થયેલો છે:— (૧) અર્જુન તથા (૨) ધૃતરાષ્ટ્ર

**તત્રાપશ્યત્સ્થિતાન્પાર્થઃ પિતૄનથ પિતામહાન્,**
**આચાર્યાન્માતુલાન્ભ્રાતૄન્પુત્રાન્પૌત્રાન્સખીંસ્તથા. ૨૬**
**શ્વશુરાન્સુહૃદશ્ચૈવ સેનયોરુભયોરપિ,**

તત્ર અપશ્યત્ સ્થિતાન્ પાર્થઃ પિતૄન્ અથ પિતામહાન્
આચાર્યાન્ માતુલાન્ ભ્રાતૄન્ પુત્રાન્ પૌત્રાન્ સખીન્
તથા શ્વશુરાન્ સુહૃદઃ ચ એવ સેનયોઃ ઉભયોઃ અપિ

| | | | |
|---|---|---|---|
| અથ | = તે પછી | ભ્રાતૄન્ | = ભાઈઓ |
| પાર્થઃ | = અર્જુને | પુત્રાન્ | = પુત્રો |
| તત્ર | = તે | પૌત્રાન્ | = પૌત્રો |
| ઉભયોઃ અપિ | = બંને ય | તથા | = તથા |
| સેનયોઃ | = સેનાઓમાં | સખીન્ | = મિત્રો |
| સ્થિતાન્ | = ઊભેલા | શ્વશુરાન્ | = સસરાઓ |
| પિતૄન્ | = કાકાઓ | ચ | = અને |
| પિતામહાન્ | = દાદાઓ | સુહૃદઃ | = સુહૃદોને |
| આચાર્યાન્ | = આચાર્યો | એવ | = જ |
| માતુલાન્ | = મામાઓ | અપશ્યત્ | = જોયા. |

**તાન્સમીક્ષ્ય સ કૌન્તેયઃ સર્વાન્બન્ધૂનવસ્થિતાન્, ૨૭**
**કૃપયા પરયાવિષ્ટો વિષીદન્નિદમબ્રવીત્,**

તાન્ સમીક્ષ્ય સઃ કૌન્તેયઃ સર્વાન્ બન્ધૂન્ અવસ્થિતાન્
કૃપયા પરયા આવિષ્ટઃ વિષીદન્ ઇદમ્ અબ્રવીત્

| | | | |
|---|---|---|---|
| અવસ્થિતાન્ | = સામે ઊભેલા | બન્ધૂન્ | = બંધુઓ |
| તાન્ | = તે | સમીક્ષ્ય | = જાણીને |
| સર્વાન્ | = સર્વને | પરયા | = અત્યંત |

| | | | |
|---|---|---|---|
| કૃપયા આવિષ્ટ: | = કરુણાથી યુક્ત થઈ | વિષીદન્ | = ખેદ પામતો |
| સ: | = તે | ઇદમ્ | = આ પ્રમાણે |
| કૌન્તેય: | = અર્જુન | અબ્રવીત્ | = કહેવા લાગ્યો. |

અર્જુન ઉવાચ

દૃષ્ટ્વેમં સ્વજનં કૃષ્ણ યુયુત્સું સમુપસ્થિતમ્. ૨૮
સીદન્તિ મમ ગાત્રાણિ મુખં ચ પરિશુષ્યતિ,
વેપથુશ્ચ શરીરે મે રોમહર્ષશ્ચ જાયતે. ૨૯

દૃષ્ટ્વા ઇમમ્ સ્વજનમ્ કૃષ્ણ યુયુત્સુમ્ સમુપસ્થિતમ્
સીદન્તિ મમ ગાત્રાણિ મુખમ્ ચ પરિશુષ્યતિ
વેપથુ: ચ શરીરે મે રોમહર્ષ: ચ જાયતે

| | | | |
|---|---|---|---|
| કૃષ્ણ | = હે કૃષ્ણ ! | મુખમ્ | = મુખ (પણ) |
| યુયુત્સુમ્ | = લડવાની ઇચ્છાથી | પરિશુષ્યતિ | = સુકાય છે |
| સમુપસ્થિતમ્ | = ઊભેલા | ચ | = તથા |
| ઇમમ્ | = આ | મે | = મારા |
| સ્વજનમ્ | = સગાને | શરીરે | = શરીરમાં |
| દૃષ્ટ્વા | = જોઈ | વેપથુ: | = કંપ |
| મમ | = મારાં | ચ | = અને |
| ગાત્રાણિ | = અંગો | રોમહર્ષ: | = રોમાંચ |
| સીદન્તિ | = શિથિલ થાય છે | જાયતે | = થાય છે. |
| ચ | = અને | | |

ગાણ્ડીવં સ્રંસતે હસ્તાત્ત્વક્ચૈવ પરિદહ્યતે,
ન ચ શક્નોમ્યવસ્થાતું ભ્રમતીવ ચ મે મન:. ૩૦

ગાણ્ડીવમ્ સ્રંસતે હસ્તાત્ ત્વક્ ચ એવ પરિદહ્યતે
ન ચ શક્નોમિ અવસ્થાતુમ્ ભ્રમતિ ઇવ ચ મે મન:

હસ્તાત્ =હાથમાંથી
ગાણ્ડીવમ્ =ગાંડીવ ધનુષ્ય
સ્રંસતે =સરી પડે છે
ચ =તથા
ત્વક્ =ચામડી
એવ =પણ
પરિદહ્યતે =ઘણી બળે છે,
ચ =અને
મે =મારું
મનઃ =મન
ભ્રમતિ ઇવ ={ભમે ભમે છે; (જેથી હું)
અવસ્થાતુમ્=ઊભો રહેવાને
ચ =પણ
ન શક્નોમિ=સમર્થ નથી.

નિમિત્તાનિ ચ પશ્યામિ વિપરીતાનિ કેશવ,
ન ચ શ્રેયોઽનુપશ્યામિ હત્વા સ્વજનમાહવે. ૩૧

નિમિત્તાનિ ચ પશ્યામિ વિપરીતાનિ કેશવ
ન ચ શ્રેયઃ અનુપશ્યામિ હત્વા સ્વજનમ્ આહવે

કેશવ =(વળી) હે કેશવ!
નિમિત્તાનિ =લક્ષણો
ચ =પણ
વિપરીતાનિ=વિપરીત (જ)
પશ્યામિ =જોઉં છું; (જેથી)
આહવે =યુદ્ધમાં
સ્વજનમ્ =સગાંને
હત્વા =મારીને
શ્રેયઃ =કલ્યાણ
ચ =પણ
ન અનુપશ્યામિ }=જોતો નથી.

ન કાઙ્ક્ષે વિજયં કૃષ્ણ ન ચ રાજ્યં સુખાનિ ચ,
કિં નો રાજ્યેન ગોવિન્દ કિં ભોગૈર્જીવિતેન વા. ૩૨

ન કાઙ્ક્ષે વિજયમ્ કૃષ્ણ ન ચ રાજ્યમ્ સુખાનિ ચ
કિમ્ નઃ રાજ્યેન ગોવિન્દ કિમ્ ભોગૈઃ જીવિતેન વા

કૃષ્ણ =હે કૃષ્ણ! (હું)
વિજયમ્ =વિજય
ન કાઙ્ક્ષે =ઇચ્છતો નથી,
ચ =તેમ જ
રાજ્યમ્ =રાજ્ય
ચ =તથા

| | | | |
|---|---|---|---|
| સુખાનિ | =સુખો (પણ) | કિમ્ | =શું(સુખ થવાનું છે?) |
| ન કાંક્ષે | =ઇચ્છતો નથી; (કેમ કે) | વા | =અથવા |
| ગોવિન્દ | =હે ગોવિન્દ ! | ભોગૈઃ | =ભોગો વડે (કે) |
| નઃ | =અમને(સગાં વગર) | જીવિતેન | =જીવન વડે (પણ) |
| રાજ્યેન | =રાજ્ય વડે | કિમ્ | =શું સુખ મળશે ? |

**યેષામર્થે કાઙ્ક્ષિતં નો રાજ્યં ભોગાઃ સુખાનિ ચ,**
**ત ઇમેઽવસ્થિતા યુદ્ધે પ્રાણાંસ્ત્યક્ત્વા ધનાનિ ચ. ૩૩**

યેષામ્ અર્થે કાઙ્ક્ષિતમ્ નઃ રાજ્યમ્ ભોગાઃ સુખાનિ ચ
તે ઇમે અવસ્થિતાઃ યુદ્ધે પ્રાણાન્ ત્યક્ત્વા ધનાનિ ચ

કેમકે :–

| | | | |
|---|---|---|---|
| યેષામ્ | =જેઓને | તે | =તેઓ (તો) |
| અર્થે | =માટે | ઇમે | =આ બધા |
| રાજ્યમ્ | =રાજ્ય | ધનાનિ | =ધન |
| ભોગાઃ | =ભોગ | ચ | =અને |
| ચ | =અને | પ્રાણાન્ | =જીવનની (આશા) |
| સુખાનિ | =સુખો | ત્યક્ત્વા | =છોડી |
| નઃ | =અમને | યુદ્ધે | =યુદ્ધમાં |
| કાઙ્ક્ષિતમ્ | =ઇષ્ટ છે, | અવસ્થિતાઃ | =ઊભા (છે). |

**આચાર્યાઃ પિતરઃ પુત્રાસ્તથૈવ ચ પિતામહાઃ,**
**માતુલાઃ શ્વશુરાઃ પૌત્રાઃ શ્યાલાઃ સમ્બન્ધિનસ્તથા. ૩૪**

આચાર્યાઃ પિતરઃ પુત્રાઃ તથા એવ ચ પિતામહાઃ
માતુલાઃ શ્વશુરાઃ પૌત્રાઃ શ્યાલાઃ સમ્બન્ધિનઃ તથા

આ યુદ્ધમાં :–

| | | | |
|---|---|---|---|
| આચાર્યાઃ | =ગુરુજનો | પિતરઃ | =કાકાઓ |
| ચ | =અને | પુત્રાઃ | =પુત્રો |

| | |
|---|---|
| તથા = તથા | પૌત્રા: = પૌત્રો |
| પિતામહા: = દાદાઓ | શ્યાલા: = સાળાઓ |
| માતુલા: = મામાઓ | તથા એવ = તેમ જ (બીજા પણ) |
| શ્વશુરા: = સસરાઓ | સમ્બન્ધિન:= સંબંધીઓ છે. |

**એતાન્ન હન્તુમિચ્છામિ ઘ્નતોઽપિ મધુસૂદન,**
**અપિ ત્રૈલોક્યરાજ્યસ્ય હેતોઃ કિં નુ મહીકૃતે. ૩૫**

એતાન્ ન હન્તુમ્ ઇચ્છામિ ઘ્નતઃ અપિ મધુસૂદન
અપિ ત્રૈલોક્યરાજ્યસ્ય હેતોઃ કિમ્ નુ મહીકૃતે

માટે:–

| | |
|---|---|
| મધુસૂદન = હે મધુસૂદન ! | એતાન્ = એ બધાને |
| ઘ્નતઃ = (મને) મારી નાખે | હન્તુમ્ = હણવા |
| અપિ = તોપણ (અથવા) | ન ઇચ્છામિ = { ઇચ્છતો નથી; (તો પછી) |
| ત્રૈલોક્ય-રાજ્યસ્ય = ત્રણે લોકના રાજ્યને | |
| હેતોઃ = માટે | મહીકૃતે = પૃથ્વી માટે (તો) |
| અપિ = પણ (હું) | નુ કિમ્ = કહેવું જ શું ? |

**નિહત્ય ધાર્તરાષ્ટ્રાન્નઃ કા પ્રીતિઃ સ્યાજ્જનાર્દન,**
**પાપમેવાશ્રયેદસ્માન્હત્વૈતાનાતતાયિનઃ. ૩૬**

નિહત્ય ધાર્તરાષ્ટ્રાન્, નઃ કા પ્રીતિઃ સ્યાત્ જનાર્દન
પાપમ્ એવ આશ્રયેત્ અસ્માન્ હત્વા એતાન્ આતતાયિનઃ

| | |
|---|---|
| જનાર્દન = હે જનાર્દન ! | નઃ = અમને |
| ધાર્તરાષ્ટ્રાન્ = કૌરવોને | કા પ્રીતિઃ સ્યાત્ = શું સુખ થવાનું ? |
| નિહત્ય = હણીને (પણ) | આતતાયિનઃ= આતતાયી* |

* આગ લગાડનાર, ઝેર દેનાર, હથિયાર લઈ ધસી આવનાર અને ધન, જમીન કે સ્ત્રી લઈ જનાર.

| | | | |
|---|---|---|---|
| એતાન્ | = એમને | પાપમ્ | = પાપ |
| હત્વા | = હણવાથી | એવ | = જ |
| અસ્માન્ | = અમને | આશ્રયેત્ | = લાગે |

**તસ્માન્નાર્હા વયં હન્તું ધાર્તરાષ્ટ્રાન્સ્વબાન્ધવાન્,**
**સ્વજનં હિ કથં હત્વા સુખિનઃ સ્યામ માધવ. ૩૭**

તસ્માત્ ન અર્હાઃ વયમ્ હન્તુમ્ ધાર્તરાષ્ટ્રાન્ સ્વબાન્ધવાન્
સ્વજનમ્ હિ કથમ્ હત્વા સુખિનઃ સ્યામ માધવ .

| | | | |
|---|---|---|---|
| તસ્માત્ | = તે માટે | ન અર્હાઃ | = યોગ્ય નથી; |
| માધવ | = હે માધવ ! | હિ | = કેમ કે |
| સ્વબાન્ધવાન્ | = પોતાના ભાઈ | સ્વજનમ્ | = સગાને |
| ધાર્તરાષ્ટ્રાન્ | = કૌરવોને | હત્વા | = મારીને (અમે) |
| | | કથમ્ | = કેવી રીતે |
| હન્તુમ્ | = હણવાને | સુખિનઃ | = સુખી |
| વયમ્ | = અમે | સ્યામ | = થઈશું ? |

**યદ્યપ્યેતે ન પશ્યન્તિ લોભોપહતચેતસઃ,**
**કુલક્ષયકૃતં દોષં મિત્રદ્રોહે ચ પાતકમ્. ૩૮**

યદ્યપિ એતે ન પશ્યન્તિ લોભોપહતચેતસઃ
કુલક્ષયકૃતમ્ દોષમ્ મિત્રદ્રોહે ચ પાતકમ્

| | | | |
|---|---|---|---|
| યદ્યપિ | = જો કે | દોષમ્ | = દોષ |
| લોભોપહતચેતસઃ | = લોભથી મારી ગઈ છે બુદ્ધિ જેમની એવા | ચ | = અને |
| | | મિત્રદ્રોહે | = મિત્રદ્રોહમાં |
| એતે | = એ લોકો | પાતકમ્ | = પાપ |
| કુલક્ષયકૃતમ્ | = કુળક્ષયથી થનો | ન પશ્યન્તિ | = જોતા નથી. |

**કથં ન જ્ઞેયમસ્માભિઃ પાપાદસ્માન્નિવર્તિતુમ્,**
**કુલક્ષયકૃતં દોષં પ્રપશ્યદ્ભિર્જનાર્દન. ૩૯**

કથમ્ ન જ્ઞેયમ્ અસ્માભિઃ પાપાત્ અસ્માત્ નિવર્તિતુમ
કુલક્ષયકૃતમ્ દોષમ પ્રપશ્યદ્ભિઃ જનાર્દન

પરંતુ:—

| | | | |
|---|---|---|---|
| જનાર્દન | =હે જનાર્દન ! | અસ્માત્ | =આ |
| કુલક્ષયકૃતમ્ | =કુળ નાશ કરવાથી થતા | પાપાત્ | =પાપથી |
| દોષમ્ | =દોષને | નિવર્તિતુમ્ | =બચવા |
| પ્રપશ્યદ્ભિઃ | =જાણનારા | કથમ્ | =કેમ |
| અસ્માભિઃ | =આપણે | ન જ્ઞેયમ્ | =ન વિચારવું જોઈએ ? |

**કુલક્ષયે પ્રણશ્યન્તિ કુલધર્માઃ સનાતનાઃ,**
**ધર્મે નષ્ટે કુલં કૃત્સ્નમધર્મોઽભિભવત્યુત. ૪૦**

કુલક્ષયે પ્રણશ્યન્તિ કુલધર્માઃ સનાતનાઃ
ધર્મે નષ્ટે કુલમ્ કૃત્સ્નમ્ અધર્મઃ અભિભવતિ ઉત

કારણ કે:—

| | | | |
|---|---|---|---|
| કુલક્ષયે | =કુળનો નાશ થતાં | ધર્મે નષ્ટે | =કુળધર્મો નાશ પામતાં |
| સનાતનાઃ | =સનાતન | અધર્મઃ | =અધર્મ |
| કુલધર્માઃ | =કુળધર્મો | કૃત્સ્નમ્ ઉત | =બધા જ |
| પ્રણશ્યન્તિ | =નાશ પામે છે, | કુલમ્ | =કુળને |
| (અને) | | અભિભવતિ | =દબાવી દે છે. |

**અધર્માભિભવાત્કૃષ્ણ પ્રદુષ્યન્તિ કુલસ્ત્રિયઃ,**
**સ્ત્રીષુ દુષ્ટાસુ વાર્ષ્ણેય જાયતે વર્ણસંકરઃ. ૪૧**

અધર્માભિભવાત્ કૃષ્ણ પ્રદુષ્યન્તિ કુલસ્ત્રિયઃ
સ્ત્રીષુ દુષ્ટાસુ વાર્ષ્ણેય જાયતે વર્ણસંકરઃ

| | | | |
|---|---|---|---|
| કૃષ્ણ | = હે કૃષ્ણ! (કુળમાં) | વાર્ષ્ણેય | = હે યદુનંદન! |
| અધર્માભિભવાત્ | = પાપ વધવાથી | સ્ત્રીષુ | = સ્ત્રીઓ |
| કુલસ્ત્રિયઃ | = કુળની સ્ત્રીઓ | દુષ્ટાસુ | = દૂષિત થતાં |
| પ્રદુષ્યન્તિ | = દૂષિત થાય છે; (અને) | વર્ણસંકરઃ | = વર્ણસંકર (પ્રજા) |
| | | જાયતે | = (નો જન્મ) થાય છે. |

**સંકરો નરકાયૈવ કુલઘ્નાનાં કુલસ્ય ચ,**
**પતન્તિ પિતરો હ્યેષાં લુપ્તપિણ્ડોદકક્રિયાઃ. ૪૨**

સંકરઃ નરકાય એવ કુલઘ્નાનામ્ કુલસ્ય ચ
પતન્તિ પિતરઃ હિ એષામ્ લુપ્તપિણ્ડોદકક્રિયાઃ

| | | | |
|---|---|---|---|
| સંકરઃ | = વર્ણસંકર પ્રજા | લુપ્તપિણ્ડોદકક્રિયાઃ | = (વળી) લોપ થઈ છે પિંડ અને જળક્રિયા જેમની એવા |
| કુલઘ્નાનામ્ | = કુળઘાતીઓને | એષામ્ | = એ લોકોના |
| ચ | = અને | પિતરઃ | = પિતૃઓ |
| કુલસ્ય | = કુળને | હિ | = પણ |
| નરકાય | = નરકમાં લઈ જવા માટે | પતન્તિ | = પતન પામે છે. |
| એવ | = જ (છે). | | |

**દોષૈરેતૈઃ કુલઘ્નાનાં વર્ણસંકરકારકૈઃ,**
**ઉત્સાદ્યન્તે જાતિધર્માઃ કુલધર્માશ્ચ શાશ્વતાઃ. ૪૩**

દોષૈઃ એતૈઃ કુલઘ્નાનામ્ વર્ણસંકરકારકૈઃ
ઉત્સાદ્યન્તે જાતિધર્માઃ કુલધર્માઃ ચ શાશ્વતાઃ

| | | | |
|---|---|---|---|
| કુલઘ્નાનામ્ | = કુળઘાતીઓના | શાશ્વતાઃ | = સનાતન |
| વર્ણસંકરકારકૈઃ | = વર્ણસંકરકારક | કુલધર્માઃ | = કુળધર્મો |
| એતૈઃ | = એ | ચ | = અને |
| દોષૈઃ | = દોષોથી | જાતિધર્માઃ | = જાતિધર્મો (પણ) |
| | | ઉત્સાદ્યન્તે | = નાશ પામે છે. |

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ,**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે. ૨૧**

યત્ યત્ આચરતિ શ્રેષ્ઠઃ તત્ તત્ એવ ઇતરઃ જનઃ
સઃ યત્ પ્રમાણમ્ કુરુતે લોકઃ તત્ અનુવર્તતે

કેમ કે:—

| | | | |
|---|---|---|---|
| શ્રેષ્ઠ: | = શ્રેષ્ઠ પુરુષ | સઃ | = તે |
| યત્ યત્ | = જે જે | યત્ | = જે કંઈ |
| આચરતિ | = આચરણો કરે છે, | પ્રમાણમ્ કુરુતે | = પ્રમાણ કરે છે (સાચું ઠરાવે છે), |
| ઇતરઃ | = બીજો (સાધારણ) | લોકઃ | = લોકો (પણ) |
| જનઃ | = મનુષ્ય (પણ) | તત્ | = તેને (જ) |
| તત્ તત્ | = તે તે | અનુવર્તતે | = અનુસરે છે. |
| એવ | = જ (આચરણ કરે છે.) | | |

**ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિંચન,**
**નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ. ૨૨**

ન મે પાર્થ અસ્તિ કર્તવ્યમ્ ત્રિષુ લોકેષુ કિંચન
ન અનવાપ્તમ્ અવાપ્તવ્યમ્ વર્તે એવ ચ કર્મણિ

| | | | |
|---|---|---|---|
| પાર્થ | = હે અર્જુન ! | અવાપ્તવ્યમ્ | = પ્રાપ્ત કરવા યોગ્ય કોઈ પણ વસ્તુ |
| મે | = મારે માટે | અનવાપ્તમ્ | = અપ્રાપ્ત |
| ત્રિષુ લોકેષુ | = ત્રણે લોકમાં | ન | = નથી, (તો પણ હું) |
| કિંચન | = કંઈ પણ | કર્મણિ | = કર્મમાં |
| કર્તવ્યમ્ | = કર્તવ્ય | વર્તે | = વર્તું છું |
| ન અસ્તિ | = નથી | એવ | = જ. |
| ચ | = તથા | | |

**યદિ હ્યહં ન વર્તેયં જાતુ કર્મણ્યતન્દ્રિતઃ,**
**મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ. ૨૩**

યદિ હિ અહમ્ ન વર્તેયમ્ જાતુ કર્મણિ અતન્દ્રિતઃ
મમ વર્ત્મ અનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ

| | | | |
|---|---|---|---|
| પાર્થ | = હે અર્જુન ! | ન | = ન |
| હિ | = કેમ કે | વર્તેયમ્ | = પ્રવર્તું, (તો) |
| જાતુ | = કદાચિત્ | સર્વશઃ | = બધા |
| યદિ | = જો | મનુષ્યાઃ | = માણુસો |
| અહમ્ | = હું | મમ | = મારા |
| અતન્દ્રિત | = સાવધ રહી | વર્ત્મ | = માર્ગને |
| કર્મણિ | = કર્મમાં | અનુવર્તન્તે | = અનુસરે. |

**ઉત્સીદેયુરિમે લોકા ન કુર્યાં કર્મ ચેદહમ્,**
**સંકરસ્ય ચ કર્તા સ્યામુપહન્યામિમાઃ પ્રજાઃ. ૨૪**

ઉત્સીદેયુ ઇમે લોકા ન કુર્યામ્ કર્મ ચેત્ અહમ
સંકરસ્ય ચ કર્તા સ્યામ્ ઉપહન્યામ્ ઇમાઃ પ્રજાઃ

તેથી —

| | | | |
|---|---|---|---|
| ચેત્ | = જો | સંકરસ્ય | = (હું) વર્ણસંકરનો |
| અહમ્ | = હું | કર્તા | = કર્તા |
| કર્મ | = કર્મ | સ્યામ્ | = થાઉં |
| ન | = ન | ચ | = તથા |
| કુર્યામ્ | = કરું, (તો) | ઇમાઃ | = આ સઘળી |
| ઇમે | = આ સર્વ | પ્રજાઃ | = પ્રજાને |
| લોકા | = લોકો | ઉપહન્યામ્ | = હણુનારો થાઉં. |
| ઉત્સીદેયુ | = નાશ પામે, | | |

**સક્તાઃ કર્મણ્યવિદ્વાંસો યથા કુર્વન્તિ ભારત,**
**કુર્યાદ્વિદ્વાંસ્તથાસક્તશ્ચિકીર્ષુર્લોકસંગ્રહમ્. ૨૫**

સક્તા કર્મણિ અવિદ્વાંસ યથા કુર્વન્તિ ભારત
કુર્યાત્ વિદ્વાન તથા અસક્ત ચિકીર્ષુ લોકસંગ્રહમ્

ભારત = હે ભારત !
અવિદ્વાંસઃ = અજ્ઞાનીઓ
કર્મણિ = કર્મમાં
સક્તાઃ = આસક્ત થઈ
યથા = જેમ
કુર્વન્તિ = કર્મ કરે છે,

વાસ્તે :—
લોકસંગ્રહમ્ = લોક કલ્યાણને
ચિકીર્ષુઃ = ઇચ્છતો
વિદ્વાન્ = વિદ્વાન (પણ)
અસક્તઃ = આસક્તિ રહિત થઈ
તથા = તે જ પ્રમાણે
કુર્યાત્ = કર્મ કરે.

**ન બુદ્ધિભેદં જનયેદજ્ઞાનાં કર્મસઙ્ગિનામ્,**
**જોષયેત્સર્વકર્માણિ વિદ્વાન્યુક્તઃ સમાચરન્.** ૨૬

ન બુદ્ધિભેદમ્ જનયેત્ અજ્ઞાનામ્ કર્મસઙ્ગિનામ્
જોષયેત્ સર્વકર્માણિ, વિદ્વાન્ યુક્તઃ સમાચરન્

વિદ્વાન્ = જ્ઞાની પુરુષે
કર્મસઙ્ગિનામ્ = {કર્મોમાં આસક્તિવાળા
અજ્ઞાનામ્ = અજ્ઞાનીઓની
બુદ્ધિભેદમ્ = {બુદ્ધિમાં ભેદ (કર્મોમાં અશ્રદ્ધા)

ન જનયેત્ = {ઉત્પન્ન કરવી નહિ, (પણ પોતે)
યુક્તઃ = મન દઈને
સર્વકર્માણિ = સર્વ કર્મોને
સમાચરન્ = {સારી રીતે આચરતો રહી (તેમને)
જોષયેત્ = કર્મોમાં જોડવા.

**પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ,**
**અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે.** ૨૭

પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ
અહંકારવિમૂઢાત્મા કર્તા અહમ્ ઇતિ મન્યતે

અહંકાર-વિમૂઢાત્મા = {અહંકારથી મૂઢ બુદ્ધિવાળો પુરુષ
સર્વશઃ = સર્વ પ્રકારે
પ્રકૃતેઃ = પ્રકૃતિના
ગુણૈઃ = ગુણો વડે જ
ક્રિયમાણાનિ = કરાતાં

કર્માણિ = કર્મોને
અહમ્ = હું
કર્તા = કરનારો (છું)
ઇતિ = એમ
મન્યતે = માને છે.

**તત્ત્વવિત્તુ મહાબાહો ગુણકર્મવિભાગયોઃ,**
**ગુણા ગુણેષુ વર્તન્ત ઇતિ મત્વા ન સજ્જતે. ૨૮**

તત્ત્વવિન્ તુ મહાબાહો ગુણકર્મવિભાગયોઃ
ગુણાઃ ગુણેષુ વર્તન્તે ઇતિ મત્વા ન સજ્જતે

| | | | |
|---|---|---|---|
| તુ | = પર તુ | ગુણેષુ | = ગુણોમાં (વિષયોમાં) |
| મહાબાહો | = હે મહાબાહો ! | વર્તન્તે | = પ્રવર્તે છે, |
| ગુણકર્મ-વિભાગયોઃ | = ગુણ, કર્મ અને વિભાગ (આત્મા)ના | ઇતિ | = એમ |
| તત્ત્વવિત્ | = તત્ત્વને જાણનારો તત્ત્વવેત્તા | મત્વા | = માનીને |
| ગુણાઃ | = ગુણો (દેહ–ઇંદ્રિયો) | ન સજ્જતે | = આસક્ત થતો નથી. |

**પ્રકૃતેર્ગુણસંમૂઢાઃ સજ્જન્તે ગુણકર્મસુ,**
**તાનકૃત્સ્નવિદો મન્દાન્કૃત્સ્નવિન્ન વિચાલયેત્. ૨૯**

પ્રકૃતેઃ ગુણસંમૂઢાઃ સજ્જન્તે ગુણકર્મસુ
તાન્ અકૃત્સ્નવિદઃ મન્દાન્ કૃત્સ્નવિત્ ન વિચાલયેત્

| | | | |
|---|---|---|---|
| પ્રકૃતેઃ | = પ્રકૃતિના | અકૃત્સ્નવિદઃ | = અલ્પજ્ઞ |
| ગુણસંમૂઢાઃ | = ગુણોથી મોહિત થયેલા પુરુષ | મન્દાન્ | = મૂર્ખ મનુષ્યોને |
| ગુણકર્મસુ | = ગુણો અને કર્મોમાં | કૃત્સ્નવિત્ | = સંપૂર્ણ (આત્મજ્ઞાની) પુરુષે |
| સજ્જન્તે | = આસક્ત થાય છે, | નવિચાલયેત્ | = (કર્મોથી) ચલિત કરવા નહિ |
| તાન્ | = તે | | |

**મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્યાધ્યાત્મચેતસા,**
**નિરાશીર્નિર્મમો ભૂત્વા યુધ્યસ્વ વિગતજ્વરઃ. ૩૦**

મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્ય અધ્યાત્મચેતસા
નિરાશી નિર્મમઃ ભૂત્વા યુધ્યસ્વ વિગતજ્વરઃ

હે અર્જુન–

| | | | |
|---|---|---|---|
| અધ્યાત્મ ચેતસા | = ધ્યાનનિષ્ઠ ચિત્તથી | નિરાશી: | = આશા રહિત (તથા) |
| | | નિર્મમ: | = મમતા રહિત |
| સર્વાણિ | = સર્વ | ભૂત્વા | = થઈ |
| કર્માણિ | = કર્મોને | | |
| મયિ | = મારે વિષે | વિગતજ્વર:= | ખેદ ત્યજી |
| સંન્યસ્ય | = સમર્પણ કરીને | યુધ્યસ્વ | = યુદ્ધ કર. |

**યે મે મતમિદં નિત્યમનુતિષ્ઠન્તિ માનવા:,**
**શ્રદ્ધાવન્તોઽનસૂયન્તો મુચ્યન્તે તેઽપિ કર્મભિ:. ૩૧**

યે મે મતમ્ ઇદમ્ નિત્યમ્ અનુતિષ્ઠન્તિ માનવા:
શ્રદ્ધાવન્ત: અનસૂયન્ત: મુચ્યન્તે તે અપિ કર્મભિ:

| | | | |
|---|---|---|---|
| શ્રદ્ધાવન્ત: | = શ્રદ્ધાવાળા | મે | = મારા |
| યે અપિ | = જે કોઈ | ઇદમ્ | = આ |
| માનવા: | = મનુષ્યો | મતમ્ | = મતને |
| અનસૂયન્ત: | = અસૂયા (ગુણોમાં દોષબુદ્ધિ) રહિત થઈને | અનુતિષ્ઠન્તિ | = આચરે છે, |
| | | તે | = તે પુરુષો |
| | | કર્મભિ: | = સઘળાં કર્મોથી |
| નિત્યમ્ | = હમેશાં | મુચ્યન્તે | = મુક્ત થાય છે. |

**યે ત્વેતદભ્યસૂયન્તો નાનુતિષ્ઠન્તિ મે મતમ્,**
**સર્વજ્ઞાનવિમૂઢાંસ્તાન્વિદ્ધિ નષ્ટાનચેતસ:. ૩૨**

યે તુ એતત્ અભ્યસૂયન્ત: ન અનુતિષ્ઠન્તિ મે મતમ્
સર્વજ્ઞાનવિમૂઢાન્ તાન્ વિદ્ધિ નષ્ટાન્ અચેતસ:

| | | | |
|---|---|---|---|
| તુ | = પરંતુ (અશ્રદ્ધાથી) | એતત્ | = એ |
| અભ્યસૂયન્ત: | = ગુણોમાં દોષદૃષ્ટિવાળા | મતમ્ | = મતને |
| યે | = જે (મનુષ્યો) | ન અનુતિષ્ઠન્તિ | = આચરતા નથી, |
| મે | = મારા | તાન્ | = તે |

| | | | |
|---|---|---|---|
| અચેતસઃ | = દુર્બુદ્ધિ મનુષ્યોને | નષ્ટાન્ | = સઘળા કલ્યાણ-ના માર્ગોથી ભ્રષ્ટ થયેલા |
| સર્વજ્ઞાન-વિમૂઢાન્ | = સઘળા જ્ઞાનોના વિષયોમાં મૂઢ થયેલા (હોવાથી) | વિદ્ધિ | = જાણ. |

**સદૃશં ચેષ્ટતે સ્વસ્યાઃ પ્રકૃતેર્જ્ઞાનવાનપિ,**
**પ્રકૃતિં યાન્તિ ભૂતાનિ નિગ્રહઃ કિં કરિષ્યતિ. ૩૩**

સદૃશમ્ ચેષ્ટતે સ્વસ્યાઃ પ્રકૃતેઃ જ્ઞાનવાન્ અપિ
પ્રકૃતિમ્ યાન્તિ ભૂતાનિ નિગ્રહઃ કિમ્ કરિષ્યતિ

કેમ કે—

| | | | |
|---|---|---|---|
| જ્ઞાનવાન્ | = જ્ઞાનીઓ | ભૂતાનિ | = સર્વ પ્રાણીઓ |
| અપિ | = પણ | પ્રકૃતિમ્ યાન્તિ | = પ્રકૃતિને પામે છે, (સ્વભાવને વશ થઈ કર્મો કરે છે, તેમાં) |
| સ્વસ્યાઃ | = પોતાની | | |
| પ્રકૃતેઃ | = પ્રકૃતિ | નિગ્રહઃ | = હઠ (નિરોધ) |
| સદૃશમ્ | = પ્રમાણે | કિમ્ | = શું |
| ચેષ્ટતે | = ચેષ્ટા કરે છે. | કરિષ્યતિ | = કરે ? |

**ઇન્દ્રિયસ્યેન્દ્રિયસ્યાર્થે રાગદ્વેષૌ વ્યવસ્થિતૌ,**
**તયોર્ન વશમાગચ્છેત્તૌ હ્યસ્ય પરિપન્થિનૌ. ૩૪**

ઇન્દ્રિયસ્ય ઇન્દ્રિયસ્ય અર્થે રાગદ્વેષૌ વ્યવસ્થિતૌ
તયોઃ ન વશમ્ આગચ્છેત્ તૌ હિ અસ્ય પરિપન્થિનૌ

| | | | |
|---|---|---|---|
| ઇન્દ્રિયસ્ય | = પ્રત્યેક ઇન્દ્રિયને | ન આગચ્છેત્ | = થવું નહિ; |
| ઇન્દ્રિયસ્ય અર્થે | = ઇન્દ્રિયના અર્થમાં (વિષયોમાં) | હિ | = કેમ કે |
| રાગદ્વેષૌ | = રાગ અને દ્વેષ | તૌ | = તે બે (જ) |
| વ્યવસ્થિતૌ | = રહેલા છે | અસ્ય | = આ (મનુષ્યના) |
| તયોઃ | = તે બેને | પરિપન્થિનૌ | = કલ્યાણમાર્ગના વિરોધી (મહાન શત્રુઓ) છે. |
| વશમ્ | = વશ | | |

**શ્રેયાન્સ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્,**
**સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ. ૩૫**

શ્રેયાન્ સ્વધર્મઃ વિગુણઃ પરધર્માત્ સ્વનુષ્ઠિતાત્
સ્વધર્મે નિધનમ્ શ્રેયઃ પરધર્મઃ ભયાવહઃ

| | | | |
|---|---|---|---|
| સ્વનુષ્ઠિ-તાત્ | = સારી રીતે આચરણ કરેલા | સ્વધર્મે | = પોતાના ધર્મમાં |
| પરધર્માત્ | = પરધર્મ કરતાં | નિધનમ્ | = મરવું (મરણ) |
| વિગુણઃ | = ગુણ રહિત (પણ) | શ્રેયઃ | = કલ્યાણકારક છે; (પણ) |
| સ્વધર્મઃ | = પોતાનો ધર્મ | પરધર્મઃ | = પારકો ધર્મ |
| શ્રેયાન્ | = વધારે કલ્યાણ-કારક છે. | ભયાવહઃ | = ભય ઉપજાવનારો છે. |

અર્જુન ઉવાચ

**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પુરુષઃ,**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ. ૩૬**

અથ કેન પ્રયુક્તઃ અયમ્ પાપમ્ ચરતિ પુરુષઃ
અનિચ્છન્ અપિ વાર્ષ્ણેય બલાત્ ઇવ નિયોજિતઃ

| | | | |
|---|---|---|---|
| વાર્ષ્ણેય | = હે કૃષ્ણ ! | અનિચ્છન્ અપિ | = ન ઇચ્છતો છતાં |
| અથ | = ત્યારે | કેન | = કોનાથી |
| અયમ્ | = આ | પ્રયુક્તઃ | = પ્રેરાયેલો |
| પુરુષઃ | = પુરુષ | પાપમ્ | = પાપ |
| બલાત્ | = પરાણે | ચરતિ | = આચરે છે ? |
| નિયોજિતઃ ઇવ | = જોડાયો હોય તેમ | | |

શ્રી ભગવાનુવાચ

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ,**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્. ૩૭**

કામ: એષ: ક્રોધ: એષ: રજોગુણસમુદ્ભવઃ
મહાશનઃ મહાપાપ્મા વિદ્ધિ એનમ્ ઇહ વૈરિણમ્

| | | | |
|---|---|---|---|
| એષ: | = એ | એષ: | = એ (જ) |
| રજોગુણ-સમુદ્ભવ: | = રજોગુણથી ઉત્પન્ન થયેલો (અને) | ક્રોધ: | = ક્રોધ (છે) |
| મહાશન: | = ભોગોથી તૃપ્ત ન થનાર (બહુભક્ષી તથા) | એનમ્ | = એને જ |
| મહાપાપ્મા | = મહાપાપી | ઇહ | = આ (કલ્યાણ-માર્ગમાં) |
| કામ: | = કામ (વાસના) છે. | વૈરિણમ્ | = વૈરી |
| | | વિદ્ધિ | = જાણ. |

ધૂમેનાવ્રિયતે વહ્નિર્યથાદર્શો મલેન ચ,
યથોલ્બેનાવૃતો ગર્ભસ્તથા તેનેદમાવૃતમ્. ૩૮
ધૂમેન આવ્રિયતે વહ્નિઃ યથા આદર્શઃ મલેન ચ
યથા ઉલ્બેન આવૃતઃ ગર્ભઃ તથા તેન ઇદમ્ આવૃતમ્

| | | | |
|---|---|---|---|
| યથા | = જેવી રીતે | ઉલ્બેન | = ઓર વડે |
| ધૂમેન | = ધુમાડાથી | ગર્ભઃ | = ગર્ભ |
| વહ્નિ: | = અગ્નિ | આવૃત: | = ઢંકાયેલો (હોય) |
| ચ | = અને | તથા | = તેવી રીતે |
| મલેન | = મેલથી | તેન | = તે (કામ) વડે |
| આદર્શ | = આરસી | ઇદમ્ | = આ (જ્ઞાન) |
| આવ્રિયતે | = ઢંકાય છે (તથા) | આવૃતમ્ | = ઢંકાયું છે. |
| યથા | = જેમ | | |

આવૃતં જ્ઞાનમેતેન જ્ઞાનિનો નિત્યવૈરિણા,
કામરૂપેણ કૌન્તેય દુષ્પૂરેણાનલેન ચ. ૩૯
આવૃતમ્ જ્ઞાનમ્ એતેન જ્ઞાનિનઃ નિત્યવૈરિણા
કામરૂપેણ કૌન્તેય દુષ્પૂરેણ અનલેન ચ

ચ = અને
કૌન્તેય = હે અર્જુન !
અનલેન = અગ્નિ (પેઠે)
દુષ્પૂરેણ = તૃપ્ત ન થનાર
કામરૂપેણ = કામરૂપ
જ્ઞાનિનઃ = જ્ઞાનીઓના
નિત્યવૈરિણા = નિત્ય વેરી
એતેન = એ કામ વડે
જ્ઞાનમ્ = આ જ્ઞાન
આવૃતમ્ = ઢંકાયેલું છે.

**ઇન્દ્રિયાણિ મનો બુદ્ધિરસ્યાધિષ્ઠાનમુચ્યતે,**
**એતૈર્વિમોહયત્યેષ જ્ઞાનમાવૃત્ય દેહિનમ્. ૪૦**

ઇન્દ્રિયાણિ મનઃ બુદ્ધિઃ અસ્ય અધિષ્ઠાનમ્ ઉચ્યતે
એતૈઃ વિમોહયતિ એષઃ જ્ઞાનમ્ આવૃત્ય દેહિનમ્

તથાઃ—

ઇન્દ્રિયાણિ = ઇંદ્રિયો,
મનઃ = મન (અને)
બુદ્ધિઃ = બુદ્ધિ
અસ્ય = આ (કામ)નાં
અધિષ્ઠાનમ્ = રહેઠાણ
ઉચ્યતે = કહેવાય છે; (અને)
જ્ઞાનમ્ = જ્ઞાનને
આવૃત્ય = ઢાંકી દઈને
એષઃ = આ (કામ)
એતૈઃ = એ (મન, બુદ્ધિ અને ઇંદ્રિયો વડે)
દેહિનમ્ = જીવાત્માને
વિમોહયતિ = મોહ પમાડે છે.

**તસ્માત્ત્વમિન્દ્રિયાણ્યાદૌ નિયમ્ય ભરતર્ષભ,**
**પાપ્માનં પ્રજહિ હ્યેનં જ્ઞાનવિજ્ઞાનનાશનમ્. ૪૧**

તસ્માત્ ત્વમ્ ઇન્દ્રિયાણિ આદૌ નિયમ્ય ભરતર્ષભ
પાપ્માનમ્ પ્રજહિ હિ એનમ્ જ્ઞાનવિજ્ઞાનનાશનમ્

તસ્માત્ = તે માટે
ભરતર્ષભ = હે અર્જુન !
ત્વમ્ = તું
આદૌ = પહેલાં
ઇન્દ્રિયાણિ = ઇંદ્રિયોને
નિયમ્ય = વશ કરીને
જ્ઞાનવિજ્ઞાન-નાશમ્ = જ્ઞાન–વિજ્ઞાનને નાશ કરનાર
એનમ્ = એ
પાપ્માનમ્ = પાપી (વાસના)ને
હિ = જ
પ્રજહિ = હણી નાખ (નાશ કર

**ઇન્દ્રિયાણિ પરાણ્યાહુરિન્દ્રિયેભ્યઃ પરં મનઃ,**
**મનસસ્તુ પરા બુદ્ધિર્યો બુદ્ધેઃ પરતસ્તુ સઃ. ૪૨**

ઇન્દ્રિયાણિ પરાણિ આહુઃ ઇન્દ્રિયેભ્યઃ પરમ્ મનઃ
મનસઃ તુ પરા બુદ્ધિઃ યઃ બુદ્ધેઃ પરતઃ તુ સઃ

દેહથીઃ—

| | | | |
|---|---|---|---|
| ઇન્દ્રિયાણિ | = ઇન્દ્રિયોને | મનસઃ | = મનથી |
| પરાણિ | = પર (શ્રેષ્ઠ અને સૂક્ષ્મ) | બુદ્ધિઃ | = બુદ્ધિ |
| આહુઃ | = કહે છે (અને) | પરા | = શ્રેષ્ઠ (છે) |
| ઇન્દ્રિયેભ્યઃ | = ઇન્દ્રિયોથી | તુ | = અને |
| મનઃ | = મન | યઃ | = જે |
| પરમ્ | = શ્રેષ્ઠ (છે) | બુદ્ધેઃ | = બુદ્ધિથી (પણ) |
| તુ | = અને | પરતઃ | = અત્યંત પર છે |
| | | સઃ | = તે (આત્મા છે.) |

**એવં બુદ્ધેઃ પરં બુદ્ધ્વા સંસ્તભ્યાત્માનમાત્મના,**
**જહિ શત્રું મહાબાહો કામરૂપં દુરાસદમ્. ૪૩**

એવમ્ બુદ્ધેઃ પરમ્ બુદ્ધ્વા સંસ્તભ્ય આત્માનમ્ આત્મના
જહિ શત્રુમ્ મહાબાહો કામરૂપમ્ દુરાસદમ્

| | | | |
|---|---|---|---|
| મહાબાહો | = હે મહાબાહો ! | આત્માનમ્ | = મનને |
| એવમ્ | = એ પ્રમાણે | સંસ્તભ્ય | = વશ કરીને |
| બુદ્ધેઃ | = બુદ્ધિથી | દુરાસદમ્ | = (એ) દુર્જય |
| પરમ્ | = પર (શ્રેષ્ઠ) (એ આત્માને) | કામરૂપમ્ | = વાસનારૂપ |
| બુદ્ધ્વા | = જાણીને (અને) | શત્રુમ્ | = શત્રુને |
| આત્મના | = બુદ્ધિ વડે | જહિ | = હણ. |

ૐ તત્સદિતિ શ્રીમદ્ ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે કર્મયોગો નામ તૃતીયોઽધ્યાયઃ ૩

# અધ્યાય ૪ થો

શ્રી ભગવાનુવાચ

ઇમં વિવસ્વતે યોગં પ્રોક્તવાનહમવ્યયમ્,
વિવાસ્વાન્મનવે પ્રાહ મનુરિક્ષ્વાકવેઽબ્રવીત્. ૧

ઇમમ્ વિવસ્વતે યોગમ્ પ્રોક્તવાન્ અહમ્ અવ્યયમ્
વિવસ્વાન્ મનવે પ્રાહ મનુઃ ઇક્ષ્વાકવે અબ્રવીત્

સૃષ્ટિના આરંભમાં:—

| | | | |
|---|---|---|---|
| અહમ્ | = મેં | વિવસ્વાન્ | = સૂર્યે (પોતાના પુત્ર) |
| ઇમમ્ | = આ | મનવે | = મનુને |
| અવ્યયમ્ | = અવિનાશી | પ્રાહ | = કહ્યો (અને) |
| યોગમ્ | = યોગ | મનુઃ | = મનુએ |
| વિવસ્વતે | = સૂર્યને | ઇક્ષ્વાકવે | = રાજા ઇક્ષ્વાકુને |
| પ્રોક્તવાન્ | = કહ્યો હતો, | અબ્રવીત્ | = કહ્યો હતો. |

એવં પરમ્પરાપ્રાપ્તમિમં રાજર્ષયો વિદુઃ,
સ કાલેનેહ મહતા યોગો નષ્ટઃ પરંતપ. ૨

એવમ્ પરમ્પરાપ્રાપ્તમ્ ઇમમ્ રાજર્ષયઃ વિદુઃ
સઃ કાલેન ઇહ મહતા યોગઃ નષ્ટઃ પરંતપ

| | | | |
|---|---|---|---|
| એવમ્ | = એ પ્રમાણે | સઃ | = તે |
| પરમ્પરા-પ્રાપ્તમ્ | = પરંપરાથી પ્રાપ્ત થયેલા | યોગઃ | = યોગ |
| ઇમમ્ | = આ (યોગને) | મહતા કાલેન | = ઘણા સમયે (ઘણું કાળ વીતી જતાં) |
| રાજર્ષયઃ | = રાજર્ષિઓ | ઇહ | = આ લોકમાંથી |
| વિદુઃ | = જાણતા હતા; (પરંતુ) | નષ્ટઃ | = લુપ્ત થયો. |

સ એવાયં મયા તેઽદ્ય યોગઃ પ્રોક્તઃ પુરાતનઃ
ભક્તોઽસિ મે સખા ચેતિ રહસ્યં હ્યેતદુત્તમમ્. ૩

સઃ એવ અયમ્ મયા તે અદ્ય યોગઃ પ્રોક્તઃ પુરાતનઃ
ભક્તઃ અસિ મે સખા ચ ઇતિ રહસ્યમ્ હિ એતત્ ઉત્તમમ્

તું—

| | | | |
|---|---|---|---|
| મે | = મારો | યોગઃ | = યોગ |
| ભક્તઃ | = ભક્ત | અદ્ય | = આજે |
| ચ | = અને | મયા | = મેં |
| સખા | = સખા | તે | = તને |
| અસિ | = છે, | પ્રોક્તઃ | = કહ્યો; |
| ઇતિ | = એટલા માટે | હિ | = ખરેખર |
| પુરાતનઃ | = પહેલાં કહેલો | એતત્ | = એ |
| સઃ | = તે | ઉત્તમમ્ | = ઉત્તમ |
| એવ | = જ | રહસ્યમ્ | = રહસ્ય (મર્મનો વિષય) છે. |
| અયમ્ | = આ | | |

અર્જુન ઉવાચ

**અપરં ભવતો જન્મ પરં જન્મ વિવસ્વતઃ,**
**કથમેતદ્વિજાનીયાં ત્વમાદૌ પ્રોક્તવાનિતિ. ૪**

અપરમ્ ભવતઃ જન્મ પરમ્ જન્મ વિવસ્વતઃ
કથમ્ એતત્ વિજાનીયામ્ ત્વમ્ આદૌ પ્રોક્તવાન્ ઇતિ

હે ભગવન્!—

| | | | |
|---|---|---|---|
| ભવતઃ | = આપનો | એતત્ | = એ યોગને |
| જન્મ | = જન્મ | આદૌ | = પહેલાં |
| અપરમ્ | = હમણાં થયો છે (અને) | ત્વમ્ | = આપે |
| | | પ્રોક્તવાન્ | = કહ્યો હતો, |
| વિવસ્વતઃ | = સૂર્યનો | ઇતિ | = એમ (હું) |
| જન્મ | = જન્મ | કથમ્ | = કેવી રીતે |
| પરમ્ | = પહેલાંનો છે; (માટે) | વિજાનીયામ્ | = જાણું? |

શ્રી ભગવાનુવાચ

બહૂનિ મે વ્યતીતાનિ જન્માનિ તવ ચાર્જુન,
તાન્યહં વેદ સર્વાણિ ન ત્વં વેત્થ પરંતપ. ૫

બહૂનિ મે વ્યતીતાનિ જન્માનિ તવ ચ અર્જુન
તાનિ અહમ્ વેદ સર્વાણિ ન ત્વમ્ વેત્થ પરંતપ

| | | | |
|---|---|---|---|
| અર્જુન | = હે અર્જુન ! | પરંતપ | = હે પરંતપ ! |
| મે | = મારા | તાનિ | = તે. |
| ચ | = અને | સર્વાણિ | = સર્વને |
| તવ | = તારા | અહમ્ | = હું |
| બહૂનિ | = ઘણા | વેદ | = જાણુ છુ, (પણ) |
| જન્માનિ | = જન્મો | ત્વમ્ | = તું |
| વ્યતીતાનિ | = થઈ ગયા છે, ([illegible]) | ન વેત્થ | = જાણતો નથી. |

અજોઽપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોઽપિ સન્,
પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સંભવામ્યાત્મમાયયા. ૬

અજઃ અપિ સન્ અવ્યયાત્મા ભૂતાનામ્ ઈશ્વરઃ અપિ સન્
પ્રકૃતિમ્ સ્વામ્ અધિષ્ઠાય સંભવામિ આત્મમાયયા

| | | | |
|---|---|---|---|
| અવ્યયાત્મા | = (હું) અવિનાશી, | અપિ | = પણ |
| અજઃ | = અજન્મા | સ્વામ્ | = મારી |
| સન્ | = છતાં | પ્રકૃતિમ્ | = પ્રકૃતિને |
| અપિ | = પણ, | અધિષ્ઠાય | = આશ્રય કરીને |
| ભૂતાનામ્ | = સર્વ પ્રાણીઓનો | આત્મ-માયયા | = યોગમાયાવડે |
| ઈશ્વરઃ | = ઈશ્વર | | |
| સન્ | = છતાં | સંભવામિ | = પ્રકટ થાઉં છું. |

યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત,
અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્. ૭

યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિઃ ભવતિ ભારત
અભ્યુત્થાનમ્ અધર્મસ્ય તદા આત્માનમ્-સૃજામિ અહમ્

| | | | |
|---|---|---|---|
| ભારત | = હે ભારત ! | ભવતિ | = થાય છે, |
| યદા | = જ્યારે | તદા | = ત્યારે (ત્યારે) |
| યદા | = જ્યારે | હિ | = જ |
| ધર્મસ્ય | = ધર્મની | અહમ્ | = હું |
| ગ્લાનિઃ | = હાનિ (અને) | આત્માનમ્ | = મારા સ્વરૂપને |
| અધર્મસ્ય | = અધર્મની | સૃજામિ | = પ્રકટ કરું છું. |
| અભ્યુત્થાનમ્ | = વૃદ્ધિ | | |

પરિત્રાણાય સાધૂનાં વિનાશાય ચ દુષ્કૃતામ્,
ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે. ૮

પરિત્રાણાય સાધૂનામ્ વિનાશાય ચ દુષ્કૃતામ્
ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે

| | | | |
|---|---|---|---|
| સાધૂનામ્ | = સાધુ પુરુષોના | ચ | = અને |
| પરિત્રાણાય | = રક્ષણ માટે | ધર્મસંસ્થાપનાર્થાય | = ધર્મનું સ્થાપન કરવા માટે |
| ચ | = અને | યુગે યુગે | = દરેક યુગમાં |
| દુષ્કૃતામ્ | = પાપીઓના | સંભવામિ | = હું પ્રકટ થાઉં છું. |
| વિનાશાય | = વિનાશ માટે | | |

જન્મ કર્મ ચ મે દિવ્યમેવં યો વેત્તિ તત્ત્વતઃ,
ત્યક્ત્વા દેહં પુનર્જન્મ નૈતિ મામેતિ સોઽર્જુન. ૯

જન્મ કર્મ ચ મે દિવ્યમ્ એવમ્ ય વેત્તિ તત્ત્વતઃ
ત્યક્ત્વા દેહમ્ પુન જન્મ ન એતિ મામ્ એતિ સઃ અર્જુન

| | | | |
|---|---|---|---|
| અર્જુન | = હે અર્જુન ! | કર્મ | = કર્મ |
| મે | = મારાં | દિવ્યમ્ | = અલૌકિક (છે.) |
| જન્મ | = જન્મ | એવમ્ | = એ પ્રમાણે |
| ચ | = અને | યઃ | = જે પુરુષ |

| | | | |
|---|---|---|---|
| તત્ત્વતઃ | = તત્ત્વથી | પુનઃ | = ફરી |
| વેત્તિ | = જાણે છે | જન્મ | = જન્મને |
| સઃ | = તે | ન એતિ | = પામતો નથી, (પણ) |
| દેહમ્ | = શરીર | મામ્ | = મને (જ) |
| ત્યક્ત્વા | = છોડીને | એતિ | = પામે છે. |

**વીતરાગભયક્રોધા મન્મયા મામુપાશ્રિતાઃ,**
**બહવો જ્ઞાનતપસા પૂતા મદ્‌ભાવમાગતાઃ ૧૦**

વીતરાગભયક્રોધાઃ મન્મયાઃ મામ્ ઉપાશ્રિતાઃ
બહવઃ જ્ઞાનતપસા પૂતા મદ્‌ભાવમ્ આગતાઃ

| | | | |
|---|---|---|---|
| મામ્ | = મારું | જ્ઞાનતપસા | = જ્ઞાનરૂપ તપવડે |
| ઉપાશ્રિતાઃ | = શરણ લઈ | પૂતા : | = પવિત્ર થયેલા |
| વીતરાગ-ભયક્રોધાઃ | = રાગ, ભય, ક્રોધ રહિત થયેલા, | બહવઃ | = ઘણા (મનુષ્યો) |
| મન્મયાઃ | = અનન્યભાવથી ભગવત્પરાયણ થઈ, | મદ્‌ભાવમ્ | = મારા સ્વરૂપને |
| | | આગતાઃ | = પામ્યા છે. |

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્,**
**મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ ૧૧**

યે યથા મામ્ પ્રપદ્યન્તે તાન્ તથા એવ ભજામિ અહમ્
મમ વર્ત્મ અનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ

| | | | |
|---|---|---|---|
| પાર્થ | = હે અર્જુન ! | મામ્ | = મને |
| સર્વશઃ | = બધા ય | યથા | = જેવી રીતે |
| મનુષ્યાઃ | = મનુષ્યો | પ્રપદ્યન્તે | = ભજે છે, |
| મમ | = મારા | તાન્ | = તેમને |
| વર્ત્મ | = માર્ગને | અહમ્ | = હું |
| અનુવર્તન્તે | = અનુસરે છે, (પરંતુ) | તથા એવ | = તે જ પ્રમાણે |
| યે | = જે ( મનુષ્યો ) | ભજામિ | = ભજું છું. |

| | |
|---|---|
| કવયઃ = બુદ્ધિમાન પુરુષો | પ્રવક્ષ્યામિ = સ્પષ્ટ રીતે કહીશ, |
| અપિ = પણ | યત્ = જે |
| મોહિતાઃ = મુંઝાયા છે; | જ્ઞાત્વા = જાણીને (તું) |
| તત્ = (માટે) તે | અશુભાત્ = {દુઃખરૂપ સંસાર-બંધનથી |
| કર્મ = કર્મ (તત્ત્વ) | |
| તે = તને | મોક્ષ્યસે = છૂટશે. |

કર્મણો હ્યપિ બોદ્ધવ્યં બોદ્ધવ્યં ચ વિકર્મણઃ,
અકર્મણશ્ચ બોદ્ધવ્યં ગહના કર્મણો ગતિઃ. ૧૭

કર્મણઃ હિ અપિ બોદ્ધવ્યમ્ બોદ્ધવ્યમ્ ચ વિકર્મણઃ
અકર્મણઃ ચ બોદ્ધવ્યમ્ ગહના કર્મણઃ ગતિઃ

| | |
|---|---|
| કર્મણઃ = કર્મનું તત્ત્વ | બોદ્ધવ્યમ્ = જાણવું જોઈએ; |
| અપિ = પણ | હિ = કેમ કે |
| બોદ્ધવ્યમ્ = જાણવું જોઈએ, | કર્મણઃ = કર્મની |
| ચ = તથા | ગતિઃ = ગતિ (જ્ઞાન) |
| વિકર્મણઃ = {નિષિદ્ધ કર્મનું તત્ત્વ (પણ) | ગહના = ગહન છે. |

કર્મણ્યકર્મ યઃ પશ્યેદકર્મણિ ચ કર્મ યઃ,
સ બુદ્ધિમાન્મનુષ્યેષુ સ યુક્તઃ કૃત્સ્નકર્મકૃત્. ૧૮

કર્મણિ અકર્મ યઃ પશ્યેત્ અકર્મણિ ચ કર્મ યઃ
સઃ બુદ્ધિમાન્ મનુષ્યેષુ સઃ યુક્તઃ કૃત્સ્નકર્મકૃત્

| | |
|---|---|
| યઃ = જે પુરુષ | યઃ = જે પુરુષ |
| કર્મણિ = {કર્મમાં (દેહેંદ્રિયોની ક્રિયામાં) | અકર્મણિ = {અકર્મમાં દેહાભિમાનીની અકર્મણ્યતામાં |
| અકર્મ = {આત્માનો અકર્મભાવ | કર્મ = કર્મભાવને (જાણે છે) |
| પશ્યેત્ = જુએ છે (જાણે છે); | સઃ = તે પુરુષ |
| ચ = અને | મનુષ્યેષુ = મનુષ્યોમાં |
| | બુદ્ધિમાન્ = બુદ્ધિમાન્ (છે.) |

| | | | |
|---|---|---|---|
| કૃત્સ્નકર્મકૃત્ | = (અને) સંપૂર્ણ કર્મનો કરનારો (છતાં) | સઃ | = તે |
| | | યુક્તઃ | = યોગી જ છે. |

**યસ્ય સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ,**
**જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુઃ પણ્ડિતં બુધાઃ. ૧૯**

યસ્ય સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ
જ્ઞાનાગ્નિદગ્ધકર્માણમ્ તમ્ આહુઃ પણ્ડિતમ્ બુધાઃ

હે અર્જુન!—

| | | | |
|---|---|---|---|
| યસ્ય | = જેનાં | જ્ઞાનાગ્નિ-દગ્ધકર્માણમ્ | = જ્ઞાનરૂપ અગ્નિથી જેનાં કર્મબંધન નાશ પામ્યાં છે, |
| સર્વે | = સઘળાં | તમ્ | = તે પુરુષને |
| સમારમ્ભાઃ | = કાર્યો | બુધાઃ | = જ્ઞાનીઓ (પણ) |
| કામસંકલ્પ-વર્જિતાઃ | = ફળની ઇચ્છા અને કર્તાપણાના સંકલ્પથી રહિત છે, (તથા) | પણ્ડિતમ્ | = પંડિત |
| | | આહુઃ | = કહે છે. |

**ત્યક્ત્વા કર્મફલાસઙ્ગં નિત્યતૃપ્તો નિરાશ્રયઃ**
**કર્મણ્યભિપ્રવૃત્તોઽપિ નૈવ કિંચિત્કરોતિ સઃ. ૨૦**

ત્યક્ત્વા કર્મફલાસઙ્ગમ્ નિત્યતૃપ્તઃ નિરાશ્રયઃ
કર્મણિ અભિપ્રવૃત્તઃ અપિ ન એવ કિંચિત્ કરોતિ સઃ

| | | | |
|---|---|---|---|
| નિરાશ્રયઃ | = (ભગવાન સિવાય બીજા કોઈના) આશ્રય વિનાનો, | ત્યક્ત્વા | = ત્યજીને |
| નિત્યતૃપ્તઃ | = સદા પરમાત્મામાં તૃપ્ત, | કર્મણિ | = કર્મમાં |
| સઃ | = તે | અભિપ્રવૃત્તઃ | = પ્રવૃત્ત થયેલો |
| કર્મફલા-સઙ્ગમ્ | = કર્મના ફળની ઇચ્છા અને કર્તાપણાના અભિમાનને | અપિ | = છતાં |
| | | કિંચિત્ એવ | = કંઈ પણ |
| | | ન કરોતિ | = કરતો નથી. |

**નિરાશીર્યતચિત્તાત્મા ત્યક્તસર્વપરિગ્રહઃ,**
**શારીરં કેવલં કર્મ કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્. ૨૧**

નિરાશીઃ યતચિત્તાત્મા ત્યક્તસર્વપરિગ્રહઃ
શારીરમ્ કેવલમ્ કર્મ કુર્વન્ ન આપ્નોતિ કિલ્બિષમ્

| | | | |
|---|---|---|---|
| યતચિત્તાત્મા | = શરીર તથા મનને જીતનાર | શારીરમ્ | = શરીરનિર્વાહ માટે |
| ત્યક્તસર્વ-પરિગ્રહઃ | = સઘળાં ભોગ-સાધનોને ત્યજનાર | કર્મ | = કર્મ |
| નિરાશીઃ | = આશા રહિત પુરુષ, | કુર્વન્ | = કરતો છતાં |
| કેવલમ્ | = માત્ર | કિલ્બિષમ્ | = પાપને |
| | | ન આપ્નોતિ | = પામતો નથી. |

**યદૃચ્છાલાભસંતુષ્ટો દ્વન્દ્વાતીતો વિમત્સરઃ,**
**સમઃ સિદ્ધાવસિદ્ધૌ ચ કૃત્વાપિ ન નિબધ્યતે. ૨૨**

યદૃચ્છાલાભસંતુષ્ટઃ દ્વન્દ્વાતીતઃ વિમત્સરઃ
સમઃ સિદ્ધૌ અસિદ્ધૌ ચ કૃત્વા અપિ ન નિબધ્યતે

| | | | |
|---|---|---|---|
| યદૃચ્છાલાભસંતુષ્ટઃ | = અનાયાસે જે કંઈ મળે તેમાં સંતોષ માનનારો, | સિદ્ધૌ | = સિદ્ધિ |
| | | ચ | = અને |
| | | અસિદ્ધૌ | = અસિદ્ધિમાં |
| દ્વન્દ્વાતીતઃ | = રાગદ્વેષાદિ દ્વંદ્વભાવથી રહિત, | સમઃ | = સમભાવવાળો પુરુષ |
| | | કૃત્વા | = કર્મ કરવા છતાં |
| વિમત્સરઃ | = ઈર્ષાથી રહિત (તથા) | અપિ | = પણ |
| | | ન નિબધ્યતે | = બંધાતો નથી. |

**ગતસઙ્ગસ્ય મુક્તસ્ય જ્ઞાનાવસ્થિતચેતસઃ,**
**યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે. ૨૩**

ગતસઙ્ગસ્ય મુક્તસ્ય જ્ઞાનાવસ્થિતચેતસઃ
યજ્ઞાય આચરતઃ કર્મ સમગ્રમ્ પ્રવિલીયતે

કેમ કે:—

| | | | |
|---|---|---|---|
| ગતસઙ્ગસ્ય | = આસક્તિ રહિત | આચરતઃ | = કર્મ કરનારનાં |
| મુક્તસ્ય | = મુક્ત પુરુષનાં | કર્મ | = કર્મો |
| જ્ઞાનાવસ્થિતચેતસઃ | = જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા | સમગ્રમ્ | = ફલ સહિત |
| યજ્ઞાય | = યજ્ઞ(ઈશ્વર)ને માટે | પ્રવિલીયતે | = નાશ પામે છે. |

**બ્રહ્માર્પણં બ્રહ્મ હવિર્બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ્,**
**બ્રહ્મૈવ તેન ગન્તવ્યં બ્રહ્મકર્મસમાધિના.** ૨૪

બ્રહ્મ અર્પણમ્ બ્રહ્મ હવિઃ બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ્
બ્રહ્મ એવ તેન ગન્તવ્યમ્ બ્રહ્મકર્મસમાધિના

કારણ કે:—

| | | | |
|---|---|---|---|
| અર્પણમ્ | = (જેને) અર્પણ (+સ્રુવાદિ સાધનો તથા મંત્રો) | હુતમ્ | = હોમેલું (પણ બ્રહ્મ જ છે.) |
| બ્રહ્મ | = બ્રહ્મ (છે,) | બ્રહ્મકર્મ-સમાધિના | = બ્રહ્મરૂપ કર્મમાં સમાધિસ્થ થયેલા |
| હવિઃ | = હોમવાનું દ્રવ્ય(પણ) | તેન | = તે પુરુષે |
| બ્રહ્મ | = બ્રહ્મ છે (અને) | ગન્તવ્યમ્ | = પ્રાપ્ત કરવાનું (પણ) |
| બ્રહ્માગ્નૌ | = બ્રહ્મરૂપ અગ્નિમાં | બ્રહ્મ | = બ્રહ્મ |
| બ્રહ્મણા | = બ્રહ્મરૂપ હોતાએ | એવ | = જ (છે). |

**દૈવમેવાપરે યજ્ઞં યોગિનઃ પર્યુપાસતે,**
**બ્રહ્માગ્નાવપરે યજ્ઞં યજ્ઞેનૈવોપજુહ્વતિ.** ૨૫

દૈવમ્ એવ અપરે યજ્ઞમ્ યોગિનઃ પર્યુપાસતે
બ્રહ્માગ્નૌ અપરે યજ્ઞમ્ યજ્ઞેન એવ ઉપજુહ્વતિ

| | | | |
|---|---|---|---|
| અપરે | = બીજા | દૈવમ્ | = દેવતાઓનાં પૂજનરૂપ |
| યોગિનઃ | = કર્મયોગીઓ | | |

+ સ્રુવ=ચાટવો; શરવો

| | | | |
|---|---|---|---|
| યજ્ઞમ્ | = યજ્ઞને | બ્રહ્માગ્નૌ | = બ્રહ્મરૂપ અગ્નિમાં |
| એવ | = જ | એવ | = જ |
| પર્યુપાસતે | = સારી રીતે ઉપાસે છે, | યજ્ઞેન | = આત્માવડે |
| | | યજ્ઞમ્ | = આત્માને |
| અપરે | = બીજા(જ્ઞાનયોગીઓ) | ઉપજુહ્વતિ | = હોમે છે. |

**શ્રોત્રાદીનીન્દ્રિયાણ્યન્યે સંયમાગ્નિષુ જુહ્વતિ,**
**શબ્દાદીન્વિષયાનન્ય ઇન્દ્રિયાગ્નિષુ જુહ્વતિ. ૨૬**

શ્રોત્રાદીનિ ઇન્દ્રિયાણિ અન્યે સંયમાગ્નિષુ જુહ્વતિ
શબ્દાદીન્ વિષયાન્ અન્યે ઇન્દ્રિયાગ્નિષુ જુહ્વતિ

| | | | |
|---|---|---|---|
| અન્યે | = બીજા યોગીઓ (બ્રહ્મચારીઓ) | અન્યે | = બીજા (ગૃહસ્થ યોગીઓ) યોગીજનો |
| શ્રોત્રાદીનિ | = કાન વગેરે | શબ્દાદીન્ | = શબ્દાદિ |
| ઇન્દ્રિયાણિ | = બધી ઇંદ્રિયોને | વિષયાન્ | = વિષયોને |
| સંયમાગ્નિષુ જુહ્વતિ | = સંયમોરૂપી અગ્નિમાં હોમે છે (ઇંદ્રિયોને વિષયોથી રોકી વશ કરે છે). | ઇન્દ્રિયાગ્નિષુ | = ઇંદ્રિયોરૂપ અગ્નિમાં |
| | | જુહ્વતિ | = હોમે છે (આસક્તિ રહિત ઇંદ્રિયોદ્વારા વિષયોને સેવે છે). |

**સર્વાણીન્દ્રિયકર્માણિ પ્રાણકર્માણિ ચાપરે,**
**આત્મસંયમયોગાગ્નૌ જુહ્વતિ જ્ઞાનદીપિતે. ૨૭**

સર્વાણિ ઇન્દ્રિયકર્માણિ પ્રાણકર્માણિ ચ અપરે
આત્મસંયમયોગાગ્નૌ જુહ્વતિ જ્ઞાનદીપિતે

અને—

| | | | |
|---|---|---|---|
| અપરે | = બીજા યોગીઓ | ચ | = તથા |
| સર્વાણિ | = સઘળી | | |
| ઇન્દ્રિય-કર્માણિ | = ઇંદ્રિયોની ચેષ્ટાઓને | આત્મસં-યમયોગાગ્નૌ | = પરમાત્મામાં ચિત્તને જોડવારૂપ યોગાગ્નિમાં |

પ્રાણકર્માણિ = પ્રાણોની બધી ક્રિયાઓને | જ્ઞાનદીપિતે = જ્ઞાન વડે પ્રકાશિત
જુહ્વતિ = હોમે છે.×

**દ્રવ્યયજ્ઞાસ્તપોયજ્ઞા યોગયજ્ઞાસ્તથાપરે,**
**સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાશ્ચ યતયઃ સંશિતવ્રતાઃ. ૨૮**

દ્રવ્યયજ્ઞાઃ તપોયજ્ઞાઃ યોગયજ્ઞાઃ તથા અપરે
સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાઃ ચ યતયઃ સંશિતવ્રતાઃ

અપરે = બીજા કેટલાક પુરુષો
દ્રવ્યયજ્ઞાઃ = પરમાર્થ દ્રવ્ય વાપરનારા
તથા = તેમ જ (કેટલાક પુરુષો)
તપોયજ્ઞાઃ = સ્વધર્મ પાલનરૂપ તપયજ્ઞને કરનારા (અને કેટલાક)
યોગયજ્ઞાઃ = અષ્ટાંગ યોગરૂપ યજ્ઞ કરનારા છે,
(બીજા)
સંશિતવ્રતાઃ = અહિંસાદિ તીક્ષ્ણ વ્રત ધારણ કરનારા
યતયઃ = યત્નશીલ પુરુષો
સ્વાધ્યાય-જ્ઞાનયજ્ઞાઃ = જપ તથા શાસ્ત્રોના અધ્યયનરૂપ યજ્ઞ અને જ્ઞાનયજ્ઞ કરનારા (છે.)

**અપાને જુહ્વતિ પ્રાણં પ્રાણેઽપાનં તથાપરે,**

અપાને જુહ્વતિ પ્રાણમ્ પ્રાણે અપાનમ્ તથા અપરે

વળીઃ—

અપરે = બીજા (પ્રાણાયામ કરનારા)
અપાને = અપાનવાયુમાં
પ્રાણમ્ = પ્રાણવાયુને
જુહ્વતિ = હોમે છે (એટલે બહારના વાયુને શરીરની અંદર રોકી પૂરક પ્રાણાયામ કરે છે).
તથા = (બીજા કેટલાક)
પ્રાણે = પ્રાણવાયુમાં
અપાનમ્ = અપાનવાયુને (હોમે છે), (એટલે શરીરના વાયુને બહાર કાઢી નાખી રેચક પ્રાણાયામ કરે છે.

× પરમાત્મામાં ચિત્તને જોડી યોગી ઇંદ્રિય અને પ્રાણોની સઘળી ક્રિયાઓનો લય કરે છે.

| | | | |
|---|---|---|---|
| પાર્થ | = હે પાર્થ ! | જ્ઞાને | = જ્ઞાનમાં |
| સર્વમ્ | = સઘળાં | અખિલમ્ | = સંપૂર્ણ પણે |
| કર્મ | = કર્મ | પરિસ-માપ્યતે | = { સમાસ થાય છે. |

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા,**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ. ૩૪**

તત્ વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા
ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનમ્ જ્ઞાનિનઃ તત્ત્વદર્શિનઃ

| | | | |
|---|---|---|---|
| તત્ | = તે જ્ઞાનને | તત્ત્વદર્શિનઃ | = તત્ત્વને જાણનાર |
| પ્રણિપાતેન | = દંડવત્ પ્રણામ કરી | જ્ઞાનિનઃ | = જ્ઞાનીઓ |
| સેવયા | = સેવા વડે (તથા) | તે | = તને |
| પરિપ્રશ્નેન | = વિવિધ પ્રશ્નો પૂછીને | જ્ઞાનમ્ | = જ્ઞાનનો |
| વિદ્ધિ | = જાણ. | ઉપદેક્ષ્યન્તિ | = ઉપદેશ કરશે. |

**યજ્જ્ઞાત્વા ન પુનર્મોહમેવં યાસ્યસિ પાણ્ડવ,**
**યેન ભૂતાન્યશેષેણ દ્રક્ષ્યસ્યાત્મન્યથો મયિ. ૩૫**

યત્ જ્ઞાત્વા ન પુનઃ મોહમ્ એવમ્ યાસ્યસિ પાણ્ડવ
યેન ભૂતાનિ અશેષેણ દ્રક્ષ્યસિ આત્મનિ અથો મયિ

| | | | |
|---|---|---|---|
| યત્ | = જેને | યેન | = { જે જ્ઞાન વડે (તું) (અભેદદૃષ્ટિથી) |
| જ્ઞાત્વા | = જાણીને (તું) | | |
| એવમ્ | = એ પ્રમાણે | આત્મનિ | = તારામાં |
| પુનઃ | = ફરીથી | અથો | = તેમ જ |
| મોહમ્ | = મોહને | મયિ | = મારામાં |
| ન યાસ્યસિ | = પામીશ નહિ. | અશેષેણ | = સઘળાં |
| પાણ્ડવ | = હે અર્જુન ! | ભૂતાનિ | = પ્રાણીઓને |
| | | દ્રક્ષ્યસિ | = જોઈશ. |

**અપિ ચેદસિ પાપેભ્યઃ સર્વેભ્યઃ પાપકૃત્તમઃ,**
**સર્વં જ્ઞાનપ્લવેનૈવ વૃજિનં સંતરિષ્યસિ. ૩૬**

અપિ ચેત્ અસિ પાપેભ્યઃ સર્વેભ્યઃ પાપકૃત્તમઃ
સર્વમ્ જ્ઞાનપ્લવેન એવ વૃજિનમ્ સંતરિષ્યસિ

અમર:—

| | |
|---|---|
| ચેત્ = જો (તું) | અસિ = હોય (તો પણ) |
| સર્વેભ્યઃ = સઘળા | જ્ઞાનપ્લવેન = જ્ઞાનરૂપી વહાણથી |
| પાપેભ્યઃ = પાપીઓ કરતાં | સર્વમ્ એવ = બધાં જ |
| અપિ = પણ | વૃજિનમ્ = પાપોને |
| પાપકૃત્તમઃ = વધારે પાપી | સંતરિષ્યસિ = સારી રીતે તરી જઈશ. |

**યથૈધાંસિ સમિદ્ધોઽગ્નિર્ભસ્મસાત્કુરુતેઽર્જુન,**
**જ્ઞાનાગ્નિઃસર્વકર્માણિ ભસ્મસાત્કુરુતે તથા. ૩૭**

યથા એધાંસિ સમિદ્ધ અગ્નિઃ ભસ્મસાત્ કુરુતે અર્જુન
જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્ કુરુતે તથા

| | |
|---|---|
| અર્જુન = હે અર્જુન ! | કુરુતે = કરે છે, |
| યથા = જેમ | તથા = તેમ જ |
| સમિદ્ધઃ = પ્રજ્વલિત | જ્ઞાનાગ્નિઃ = જ્ઞાનરૂપી અગ્નિ |
| અગ્નિઃ = અગ્નિ | સર્વકર્માણિ = (પાપ તથા પુણ્ય-રૂપ) સવ કર્મોને |
| એધાંસિ = લાકડાંને (બાળી) | ભસ્મસાત્ = ભસ્મ જેવાં |
| ભસ્મસાત્ = ભસ્મ જેવાં | કુરુતે = કરે છે. |

**ન હિ જ્ઞાનેન સદૃશં પવિત્રમિહ વિદ્યતે,**
**તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ. ૩૮**

ન હિ જ્ઞાનેન સદૃશમ્ પવિત્રમ્ ઇહ વિદ્યતે
તત્ સ્વયમ્ યોગસંસિદ્ધઃ કાલેન આત્મનિ વિન્દતિ

| | |
|---|---|
| હિ = કેમ કે | જ્ઞાનેન = જ્ઞાનના |
| ઇહ = આ લોકમાં | સદૃશમ્ = જેવું (બીજું કંઈ) |

# અધ્યાય ૫ મો

અર્જુન ઉવાચ

સંન્યાસં કર્મણાં કૃષ્ણ પુનર્યોગં ચ શંસસિ,
યચ્છ્રેય એતયોરેકં તન્મે બ્રૂહિ સુનિશ્ચિતમ્. ૧

સંન્યાસમ્ કર્મણામ્ કૃષ્ણ પુનઃ યોગમ્ ચ શંસસિ
યત્ શ્રેયઃ એતયોઃ એકમ્ તત્ મે બ્રૂહિ સુનિશ્ચિતમ્

| | | | |
|---|---|---|---|
| કૃષ્ણ | = હે કૃષ્ણ ! (એક વખત) | યત્ | = જે |
| કર્મણામ્ | = કર્મના | એકમ્ | = એક |
| સંન્યાસમ્ | = ત્યાગને | સુનિશ્ચિતમ્ | = સારી રીતે નિશ્ચિત |
| ચ | = અને | શ્રેયઃ | = કલ્યાણકારક (હોય) |
| પુનઃ | = ફરીથી | તત્ | = તે |
| યોગમ્ | = નિષ્કામ કર્મને | મે | = મને |
| શંસસિ | = વખાણો છો (તો) | બ્રૂહિ | = કહો. |
| એતયોઃ | = એ બેમાં | | |

શ્રી ભગવાનુવાચ

સંન્યાસઃ કર્મયોગશ્ચ નિઃશ્રેયસકરાવુભૌ,
તયોસ્તુ કર્મસંન્યાસાત્કર્મયોગો વિશિષ્યતે. ૨

સંન્યાસઃ કર્મયોગઃ ચ નિઃશ્રેયસકરૌ ઉભૌ
તયોઃ તુ કર્મસંન્યાસાત્ કર્મયોગઃ વિશિષ્યતે

| | | | |
|---|---|---|---|
| સંન્યાસઃ | = કર્મનો ત્યાગ | તુ | = પરંતુ |
| ચ | = અને | તયોઃ | = તે બેમાં |
| કર્મયોગઃ | = કર્મયોગ | કર્મ- સંન્યાસાત્ | = કર્મના ત્યાગ કરતાં |
| ઉભૌ | = એ બંને જ | કર્મયોગઃ | = નિષ્કામ કર્મ |
| નિઃશ્રેયસકરૌ | = પરમ કલ્યાણ-કારી છે, | વિશિષ્યતે | = વધારે શ્રેષ્ઠ છે. |

**જ્ઞેયઃ સ નિત્યસંન્યાસી યો ન દ્વેષ્ટિ ન કાઙ્ક્ષતિ,**
**નિર્દ્વન્દ્વો હિ મહાબાહો સુખં બન્ધાત્પ્રમુચ્યતે. ૩**

જ્ઞેયઃ સઃ નિત્યસંન્યાસી યઃ ન દ્વેષ્ટિ ન કાઙ્ક્ષતિ
નિર્દ્વન્દ્વઃ હિ મહાબાહો સુખમ્ બન્ધાત્ પ્રમુચ્યતે

| | | | |
|---|---|---|---|
| મહાબાહો | = હે અર્જુન ! | જ્ઞેયઃ | = જાણવો; |
| યઃ | = જે (પુરુષ) | હિ | = કેમ કે |
| ન દ્વેષ્ટિ | = (દુઃખનાં સાધનમાં) દ્વેષ કરતો નથી | નિર્દ્વન્દ્વઃ* | = સુખ-દુઃખમાં રાગ દ્વેષ વિનાનો તે |
| ન કાઙ્ક્ષતિ | = (સુખના સાધનને) ઇચ્છતો નથી, | સુખમ્ | = સુખપૂર્વક (સહેલાઇથી) |
| સઃ | = તે | બન્ધાત્ | = સંસારબંધનથી |
| નિત્યસંન્યાસી | = સદા સંન્યાસી | પ્રમુચ્યતે | = મુક્ત થાય છે. |

**સાંખ્યયોગૌ પૃથગ્બાલાઃ પ્રવદન્તિ ન પણ્ડિતાઃ**
**એકમપ્યાસ્થિતઃ સમ્યગુભયોર્વિન્દતે ફલમ્. ૪**

સાંખ્યયોગૌ પૃથક્ બાલાઃ પ્રવદન્તિ ન પણ્ડિતાઃ
એકમ્ અપિ આસ્થિતઃ સમ્યક્ ઉભયોઃ વિન્દતે ફલમ્

ઉપર કહેલાઃ-

| | | | |
|---|---|---|---|
| સાંખ્યયોગૌ | = સંન્યાસ અને કર્મયોગને | પ્રવદન્તિ | = કહે છે-(પણ) |
| બાલાઃ | = અજ્ઞાનીઓ | ન પણ્ડિતાઃ | = પંડિતો એમ કહેતા નથી; (કેમ કે) |
| પૃથક્ | = જુદા જુદા | એકમ્ | = એકમાં |

* જેવી રીતે વસિષ્ઠ, વ્યાસ, પ્રહ્લાદ, જનક, ભીષ્મ, કબીર, નાનક, તુકારામ ઇત્યાદિ પ્રબળ વિશુદ્ધાત્માઓ છેવટ સુધી બાહ્ય સંન્યાસ કર્યા સિવાય આંતરિક ધ્યાનયોગ અને પરમાત્મયોગ સાધીને મુક્ત થયા છે, એ રીતે સંસારમાં રહેવા છતાં તે દ્વંદ્વ રહિત થઈને અનાયાસે બંધનથી મુક્ત થાય છે.

| | | | |
|---|---|---|---|
| અપિ | = પણ | ફલમ્ | = ફળ (રૂપ પરમાત્મા)ને |
| સમ્યક્ | = સારી રીતે | | |
| આસ્થિત: | = સ્થિત થયેલો પુરુષ | વિન્દતે | = પામે છે.÷ |
| ઉભયો: | = બંનેનાં | | |

**યત્સાંખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે,**
**એકં સાંખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ પશ્યતિ. ૫**

યત્ સાંખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનમ્ તત્ યોગૈઃ અપિ ગમ્યતે
એકમ્ સાંખ્યમ્ ચ યોગમ્ ચ યઃ પશ્યતિ સઃ પશ્યતિ

વળી:—

| | | | |
|---|---|---|---|
| સાંખ્યૈ: | = જ્ઞાનીઓ વડે | ચ | = અને |
| યત્ | = જે | યોગમ્ | = કર્મયોગને |
| સ્થાનમ્ | = પરમ ધામ | | |
| પ્રાપ્યતે | = પ્રાપ્ત કરાય છે, | એકમ્ | = એક (પરમાત્માની પ્રાપ્તિના સાધનરૂપે) |
| યોગૈ: | = કર્મયોગીઓ વડે | | |
| અપિ | = પણ | પશ્યતિ | = જુએ છે (જાણે છે), |
| તત્ | = તે (સ્થાન) | સ: | = તે પુરુષ |
| ગમ્યતે | = મેળવાય છે; (માટે) | ચ | = જ |
| ય: | = જે પુરુષ | | |
| સાંખ્યમ્ | = જ્ઞાનયોગ | પશ્યતિ | = (યથાર્થ) જુએ છે (જાણે છે). |

**સંન્યાસસ્તુ મહાબાહો દુઃખમાપ્તુમયોગતઃ,**
**યોગયુક્તો મુનિર્બ્રહ્મ ન ચિરેણાધિગચ્છતિ. ૬**

સંન્યાસઃ તુ મહાબાહો દુઃખમ્ આપ્તુમ્ અયોગતઃ
યોગયુક્ત મુનિઃ બ્રહ્મ ન ચિરેણ અધિગચ્છતિ

÷ ઉપર કહ્યું તેમ સામાન્ય સાધક છેવટ સુધી કર્મયોગી જણાય અથવા તો શુક અને સનકાદિની પેઠે આદિથી અંત સુધી કર્મત્યાગી અને ધ્યાનયોગી રહે, તો પણ એ બંનેનાં ફળને પામે છે.

| | | | |
|---|---|---|---|
| તુ = પરંતુ | | યોગયુક્તઃ | = કર્મયોગ દ્વારા ચિત્તશુદ્ધિ પામેલો પુરુષ |
| મહાબાહો = હે અર્જુન ! | | મુનિઃ | = મુનિ થઈને (પરમાત્માનું મનન કરીને) |
| અયોગતઃ | = નિષ્કામ કર્મથી ચિત્તશુદ્ધિ કર્યા સિવાય | નચિરેણ | = જલદી |
| સંન્યાસઃ | = ત્યાગભાવ | બ્રહ્મ | = પરમાત્માને |
| આપ્તુમ્* | = પ્રાપ્ત કરવો | અધિગચ્છતિ | = પામે છે. |
| દુઃખમ્ | = મુશ્કેલ છે. (વળી) | | |

**યોગયુક્તો વિશુદ્ધાત્મા વિજિતાત્મા જિતેન્દ્રિયઃ,**
**સર્વભૂતાત્મભૂતાત્મા કુર્વન્નપિ ન લિપ્યતે. ૭**

યોગયુક્તઃ વિશુદ્ધાત્મા વિજિતાત્મા જિતેન્દ્રિયઃ
સર્વભૂતાત્મભૂતાત્મા કુર્વન્ અપિ ન લિપ્યતે

| | | | |
|---|---|---|---|
| વિજિતાત્મા | = શરીરને અધીન કરનાર, | સર્વભૂતાત્મભૂતાત્મા | = સઘળાં જીવોને આત્મારૂપ જાણનારો |
| જિતેન્દ્રિયઃ | = ઇંદ્રિયોને જીતનાર, | યોગયુક્તઃ | = નિષ્કામ કર્મયોગી |
| | | કુર્વન્ | = કર્મ કરતો છતાં |
| વિશુદ્ધાત્મા | = શુદ્ધ અંતઃકરણવાળો (તથા) | અપિ | = પણ |
| | | ન લિપ્યતે | = લેપાતો નથી. |

**નૈવ કિંચિત્ કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્.**
**પશ્યન્શૃણ્વન્સ્પૃશન્જિઘ્રન્નશ્નન્ગચ્છન્સ્વપન્શ્વસન્. ૮**
**પ્રલપન્વિસૃજન્ ગૃહ્ણન્નુન્મિષન્નિમિષન્નપિ**
**ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેષુ વર્તન્તે ઇતિ ધારયન્ ૯**

ન એવ કિંચિત્ કરોમિ ઇતિ યુક્તઃ મન્યેત તત્ત્વવિત્
પશ્યન્ શૃણ્વન્ સ્પૃશન્ જિઘ્રન્ અશ્નન્ ગચ્છન્ સ્વપન્

* દુઃખમાપ્તુમ્-ચિત્ શુદ્ધિ વગરનો સંન્યાસ દુઃખ પ્રાપ્ત કરવા માટે જ છે.

શ્વસન્ પ્રલપન્ વિસૃજન્ ગૃહ્ણન્ ઉન્મિષન્ નિમિષન્ અપિ
ઇન્દ્રિયાણિ ઇન્દ્રિયાર્થેષુ વર્તન્તે ઇતિ ધારયન્

તત્ત્વવિત્ = તત્ત્વને જાણનારો
યુક્તઃ = યોગી
પશ્યન્ = જોતો
શૃણ્વન્ = સાંભળતો
સ્પૃશન્ = સ્પર્શ કરતો
જિઘ્રન્ = સૂંઘતો
અશ્નન્ = ખાતો
ગચ્છન્ = ચાલતો
સ્વપન્ = ઊંઘતો
શ્વસન્ = શ્વાસ લેતો
પ્રલપન્ = બોલતો
વિસૃજન્ = મળત્યાગ કરતો
ગૃહ્ણન્ = ગ્રહણ કરતો (લેતો દેતો) અને

ઉન્મિષન્ = નેત્રો ઉઘાડતો (કે)
નિમિષન્ = મીંચતો (છતાં)
અપિ = પણ
ઇન્દ્રિયાણિ = સર્વ ઇંદ્રિયો
એવ = જ
ઇન્દ્રિયાર્થેષુ = ઇંદ્રિયોના વિષયોમાં
વર્તન્તે = પ્રવૃત્ત થાય છે,
ઇતિ = એમ
ધારયન્ = સમજીને
કિંચિત્ = (હું) કંઈ પણ
ન કરોમિ = કરતો નથી,
ઇતિ = એમ
મન્યેત = માને છે.

**બ્રહ્મણ્યાધાય કર્માણિ સઙ્ગં ત્યક્ત્વા કરોતિ યઃ**
**લિપ્યતે ન સ પાપેન પદ્મપત્રમિવામ્ભસા.** ૧૦

બ્રહ્મણિ આધાય કર્માણિ સઙ્ગમ્ ત્યક્ત્વા કરોતિ યઃ
લિપ્યતે ન સઃ પાપેન પદ્મપત્રમ્ ઇવ અમ્ભસા

બ્રહ્મણિ = પરબ્રહ્મને
આધાય = અર્પણ કરી
સઙ્ગમ્ = આસક્તિ
ત્યક્ત્વા = ત્યજીને
યઃ = જે પુરુષ
કર્માણિ = (સર્વ) કર્મો
કરોતિ = કરે છે,

સઃ = તે (પુરુષ)
અમ્ભસા = જળ વડે
પદ્મપત્રમ્ = કમળપત્રની
ઇવ = પેઠે
પાપેન = પાપ વડે
ન લિપ્યતે = લેપાતો નથી.

**કાયેન મનસા બુદ્ધ્યા કેવલૈરિન્દ્રિયૈરપિ,**
**યોગિનઃ કર્મ કુર્વન્તિ સઙ્ગં ત્યક્ત્વાત્મશુદ્ધયે. ૧૧**

કાયેન મનસા બુદ્ધ્યા, કેવલૈઃ ઇન્દ્રિયૈઃ અપિ
યોગિનઃ કર્મ કુર્વન્તિ સઙ્ગમ્ ત્યક્ત્વા આત્મશુદ્ધયે

| | | | |
|---|---|---|---|
| યોગિનઃ | = નિષ્કામ કર્મયોગીઓ | કાયેન | = શરીર વડે, (કે) |
| આત્મશુદ્ધયે | = ચિત્તની શુદ્ધિ માટે | કેવલૈઃ | = એકલી |
| સઙ્ગમ્ | = આસક્તિ | ઇન્દ્રિયૈઃ | = ઇંદ્રિયો વડે |
| ત્યક્ત્વા | = ત્યજીને | અપિ | = પણ |
| મનસા | = મન વડે | કર્મ | = કર્મ |
| બુદ્ધ્યા | = બુદ્ધિ વડે | કુર્વન્તિ | = કરે છે. |

**યુક્તઃ કર્મફલં ત્યક્ત્વા શાન્તિમાપ્નોતિ નૈષ્ઠિકીમ્,**
**અયુક્તઃ કામકારેણ ફલે સક્તો નિબધ્યતે. ૧૨**

યુક્તઃ કર્મફલમ્ ત્યક્ત્વા શાન્તિમ્ આપ્નોતિ નૈષ્ઠિકીમ્
અયુક્તઃ કામકારેણ ફલે સક્તઃ નિબધ્યતે

| | | | |
|---|---|---|---|
| યુક્તઃ | = નિષ્કામ કર્મયોગી | અયુક્તઃ | = (અયોગી-સકામી પુરુષ) |
| કર્મફલમ્ | = કર્મોનાં ફળને | | |
| ત્યક્ત્વા | = ત્યજીને | કામકારેણ | = કામના વડે (કરતો હોવાથી) |
| નૈષ્ઠિકીમ્ | = ભગવત્પ્રાપ્તિરૂપ | ફલે | = ફળમાં |
| શાન્તિમ્ | = પરમ શાંતિને | સક્તઃ | = આસક્ત થઈ |
| આપ્નોતિ | = પામે છે, (પણ) | નિબધ્યતે | = બંધાય છે. |

**સર્વકર્માણિ મનસા સંન્યસ્યાસ્તે સુખં વશી,**
**નવદ્વારે પુરે દેહી નૈવ કુર્વન્ન કારયન્. ૧૩**

સર્વકર્માણિ મનસા સંન્યસ્ય આસ્તે સુખમ્ વશી
નવ દ્વારે પુરે દેહી ન એવ કુર્વન્ ન કારયન્

| | | | |
|---|---|---|---|
| વશી | = સંયમી | ન કારયન્ એવ | = ન (કંઈ) કરાવતો જ |
| દેહી | = દેહથી ભિન્ન આત્માને માનનારો | નવ દ્વારે | = નવ દ્વારવાળા |
| સર્વ કર્માણિ | = સર્વે કર્મોને | પુરે | = આ (શરીરરૂપી) નગરમાં |
| મનસા | = મન વડે સર્વે કર્મો | સુખમ્ | = સુખપૂર્વક |
| સંન્યસ્ય | = ત્યજીને | આસ્તે | = સ્થિર રહે છે. |
| ન કુર્વન્ | = ન કરતો (કે) | | |

**ન કર્તૃત્વં ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુઃ,**
**ન કર્મફલસંયોગં સ્વભાવસ્તુ પ્રવર્તતે. ૧૪**

ન કર્તૃત્વમ્ ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુઃ
ન કર્મફલસંયોગમ્ સ્વભાવઃ તુ પ્રવર્તતે

| | | | |
|---|---|---|---|
| પ્રભુઃ* | = પરમેશ્વર | ન સૃજતિ | = સરજતો નથી+ |
| લોકસ્ય | = જીવોને માટે | તુ | = પરંતુ |
| ન કર્માણિ | = ન કર્મોને | સ્વભાવઃ | = પ્રકૃતિ |
| ન કર્તૃત્વમ્ | = ન કર્તાપણાને (કે) | પ્રવર્તતે | = પ્રવર્તે છે. |
| કર્મફલસંયોગમ્ | = કર્મફળના સંયોગને (ભોક્તાપણાને) | | |

**નાદત્તે કસ્યચિત્પાપં ન ચૈવ સુકૃતં વિભુઃ,**
**અજ્ઞાનેનાવૃતં જ્ઞાનં તેન મુહ્યન્તિ જન્તવઃ. ૧૫**

ન આદત્તે કસ્યચિત્ પાપમ્ ન ચ એવ સુકૃતમ્ વિભુઃ
અજ્ઞાનેન આવૃતમ્ જ્ઞાનમ્ તેન મુહ્યન્તિ જન્તવઃ

---

* પરમાત્મા જીવોને માટે રથ, ઘટ આદિ કર્મો કરતો નથી, તેમની પાસે કર્મો કરાવતો નથી, તેમ કર્મોનાં ફળ ભોગવાવતો નથી; પણ પ્રકૃતિ જ જીવો માટે રથ, ઘટ આદિ કર્મો સરજે છે, તેમની પાસે કર્મો કરાવે છે, અને કર્મનાં ફળ ભોગવાવે છે.

+ એટલે જ્ઞાનપૂર્વકના યત્ન વડે ચિત્તશુદ્ધિ તથા સર્વેશ્વરની કૃપા પામનારનું તો એ બધું સુધરી તથા ફરી પણ શકે છે.

| | | | |
|---|---|---|---|
| વિભુઃ | = પરમાત્મા | અજ્ઞાનેન | = (પરંતુ) માયા વડે |
| કસ્યચિત્ | = કોઈ જીવનાં | જ્ઞાનમ્ | = જ્ઞાન |
| પાપમ્ | = પાપને | આવૃતમ્ | = ઢંકાયેલું છે, |
| ન આદત્તે | = ગ્રહણ કરતો નથી, | તેન | = તેને લીધે |
| ચ | = તેમ જ | જન્તવઃ | = સર્વ જીવો |
| સુકૃતમ્ | = શુભ કર્મને (પુણ્યને) | મુહ્યન્તિ | = મોહ પામે છે (આત્માને કર્તા-કારયિતા માને છે); |
| એવ | = પણ | | |
| ન | =(ગ્રહણ કરતો) નથી; | | |

**જ્ઞાનેન તુ તદજ્ઞાનં યેષાં નાશિતમાત્મનઃ,**
**તેષામાદિત્યવજ્જ્ઞાનં પ્રકાશયતિ તત્પરમ્. ૧૬**

જ્ઞાનેન તુ તત્ અજ્ઞાનમ્ યેષામ્ નાશિતમ્ આત્મનઃ
તેષામ્ આદિત્યવત્ જ્ઞાનમ્ પ્રકાશયતિ તત્પરમ્

| | | | |
|---|---|---|---|
| તુ | = પરંતુ | તેષામ્ | = તેઓનું |
| યેષામ્ | = જે પુરુષોના | જ્ઞાનમ્ | = જ્ઞાન |
| આત્મનઃ | = ચિત્તનું | તત્ | = તે બ્રહ્મને |
| તત્ | = તે | આદિત્યવત્ | = સૂર્યની પેઠે |
| અજ્ઞાનમ્ | = અજ્ઞાન | પરમ્ | = ન્યારો, નિર્વિકાર |
| જ્ઞાનેન | = આત્મજ્ઞાન વડે | પ્રકાશયતિ | = પ્રકટ કરે છે. |
| નાશિતમ્ | = નાશ પામ્યું છે | | |

**તદ્બુદ્ધયસ્તદાત્માનસ્તન્નિષ્ઠાસ્તત્પરાયણાઃ,**
**ગચ્છન્ત્યપુનરાવૃત્તિં જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ. ૧૭**

તદ્બુદ્ધયઃ તદાત્માનઃ તન્નિષ્ઠાઃ તત્પરાયણાઃ
ગચ્છન્તિ અપુનરાવૃત્તિમ્ જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ

| | | | |
|---|---|---|---|
| તદ્બુદ્ધયઃ | = પ્રભુમય બુદ્ધિવાળા | તત્પરાયણાઃ | = ભગવાનને પરમ આશ્રય માનનારા |
| તદાત્માનઃ | = પ્રભુપરાયણ ચિત્તવાળા | | |
| તન્નિષ્ઠાઃ | = પરમાત્મામાં નિષ્ઠાવાળા | જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ | = જ્ઞાન દ્વારા પાપ રહિત થઈને |

| | | | |
|---|---|---|---|
| અપુનરાવૃત્તિમ્ | = જન્મના અભાવરૂપ મોક્ષને | ગચ્છન્તિ | = પામે છે. |

**વિદ્યાવિનયસંપન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ,**
**શુનિ ચૈવ શ્વપાકે ચ પણ્ડિતાઃ સમદર્શિનઃ. ૧૮**

વિદ્યાવિનયસંપન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ
શુનિ ચ એવ શ્વપાકે ચ પણ્ડિતાઃ સમદર્શિનઃ

| | | | |
|---|---|---|---|
| પણ્ડિતાઃ | = જ્ઞાનીઓ | શુનિ | = કૂતરામાં |
| વિદ્યાવિનયસંપન્ને | = વિદ્યા અને વનયવાળા | ચ | = અને |
| બ્રાહ્મણે | = બ્રાહ્મણમાં | શ્વપાકે | = ચાંડાલમાં |
| ચ | = તથા | સમદર્શિનઃ | = સમદષ્ટિવાળા (સર્વમાં પરમાત્માને જોનારા) |
| ગવિ | = ગાયમાં | | |
| હસ્તિનિ | = હાથીમાં | એવ | = જ (હોય છે.) |

**ઇહૈવ તૈર્જિતઃ સર્ગો યેષાં સામ્યે સ્થિતં મનઃ,**
**નિર્દોષં હિ સમં બ્રહ્મ તસ્માદ્બ્રહ્મણિ તે સ્થિતાઃ. ૧૯**

ઇહ એવ તૈઃ જિતઃ સર્ગઃ યેષામ્ સામ્યે સ્થિતમ્ મનઃ
નિર્દોષમ્ હિ સમમ્ બ્રહ્મ તસ્માત્ બ્રહ્મણિ તે સ્થિતાઃ

| | | | |
|---|---|---|---|
| હિ | = કેમ કે | તે | = તેઓ |
| બ્રહ્મ | = પરમાત્મા | બ્રહ્મણિ | = પરમાત્મામાં |
| નિર્દોષમ્ | = નિર્દોષ (તથા) | સ્થિતાઃ | = સ્થિત છે, (અને) |
| સમમ્ | = વિષમભાવ રહિત (છે) | તૈઃ | = તેમણે |
| તસ્માત્ | = તેથી | ઇહ | = અહીં (જીવંતદશામાં) |
| યેષામ્ | = જેઓનું | એવ | = જ |
| મનઃ | = મન | | |
| સામ્યે | = સમભાવમાં | સર્ગઃ | = જન્મમરણરૂપ સંસારને |
| સ્થિતમ્ | = સ્થિત (છે) | જિતઃ | = જીત્યો છે. |

**ન પ્રહૃષ્યેત્પ્રિયં પ્રાપ્ય નોદ્વિજેત્પ્રાપ્ય ચાપ્રિયમ્,**
**સ્થિરબુદ્ધિરસંમૂઢો બ્રહ્મવિદ્ બ્રહ્મણિ સ્થિતઃ. ૨૦**

ન પ્રહૃષ્યેત્ પ્રિયમ્ પ્રાપ્ય ન ઉદ્વિજેત્ પ્રાપ્ય ચ અપ્રિયમ્
સ્થિરબુદ્ધિઃ અસંમૂઢઃ બ્રહ્મવિત્ બ્રહ્મણિ સ્થિતઃ

| | | | |
|---|---|---|---|
| સ્થિરબુદ્ધિઃ | =સ્થિર બુદ્ધિવાળો | પ્રાપ્ય | =પ્રાપ્ત કરીને |
| અસંમૂઢઃ | =ભ્રાંતિ રહિત | ન પ્રહૃષ્યેત્ | =હર્ષ પામતો નથી; |
| બ્રહ્મણિ | =બ્રહ્મભાવમાં | ચ | =અને |
| સ્થિતઃ | =સ્થિર થયેલો | અપ્રિયમ્ | =અપ્રિય વસ્તુને |
| બ્રહ્મવિત્ | =બ્રહ્મવેત્તા પુરુષ | પ્રાપ્ય | =પામીને |
| પ્રિયમ્ | =પ્રિય વસ્તુને | ન ઉદ્વિજેત્ | =ઉદ્વેગ પામતો નથી; |

**બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા વિન્દત્યાત્મનિ યત્સુખમ્,**
**સ બ્રહ્મયોગયુક્તાત્મા સુખમક્ષયમશ્નુતે. ૨૧**

બાહ્યસ્પર્શેષુ અસક્તાત્મા વિન્દતિ આત્મનિ યત્ સુખમ્
સઃ બ્રહ્મયોગયુક્તાત્મા સુખમ્ અક્ષયમ્ અશ્નુતે

અને.—

| | | | |
|---|---|---|---|
| બાહ્યસ્પર્શેષુ | =બહારના શબ્દાદિ વિષયોમાં | બ્રહ્મયોગ-યુક્તાત્મા | =યોગ (સમાધિ) દ્વારા બ્રહ્મમાં સ્થિર ચિત્તવાળો |
| અસક્તાત્મા | =આસક્તિ રહિત ચિત્તવાળો | સઃ | =તે (યોગી) |
| આત્મનિ | =અંતઃકરણમાં | સુખમ્ | =(તે) આત્મસુખને |
| યત્ | =જે | અક્ષયમ્ | =અખંડ (નિરંતર) |
| સુખમ્ | =સુખને | અશ્નુતે* | =ભોગવે છે; |
| વિન્દતિ | =મેળવે છે, | | |

* સુષુપ્તિમાં રહેલો પુરુષ-અથવા વિષયોમાં તૃષ્ણા રહિત થયેલો પુરુષ જે અંત સુખનો (આત્માનંદનો) થોડોઘણો અનુભવ કરે છે, તે આત્મસુખને બ્રહ્મમાં સ્થિર-ચિત્ત થયેલો યોગી સમાધિ દ્વારા નિરંતર ભોગવે છે.

યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે,
આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ. ૨૨

યે હિ સંસ્પર્શજાઃ ભોગાઃ દુઃખયોનયઃ એવ તે
આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ

| | | | |
|---|---|---|---|
| હિ | = કેમ કે | એવ | = કારણરૂપ (તથા) |
| સંસ્પર્શજાઃ | = ઇંદ્રિયો અને વિષયોના સંબંધથી ઉત્પન્ન થનારા | આદ્યન્તવન્તઃ | = આદિઅંતવાળા છે, (માટે) |
| યે | = જે | કૌન્તેય | = હે અર્જુન ! |
| ભોગાઃ | = ભોગો (સુખો) (છે) | બુધઃ | = વિવેકી પુરુષ |
| તે | = તે | તેષુ | = તે (વિષયોમાં) |
| દુઃખયોનયઃ | = દુઃખના જ | ન રમતે | = રમતો નથી (પ્રીતિ રાખતો નથી). |

શક્નોતીહૈવ યઃ સોઢું પ્રાક્શરીરવિમોક્ષણાત્,
કામક્રોધોદ્ભવં વેગં સ યુક્તઃ સ સુખી નરઃ. ૨૩

શક્નોતિ ઇહ એવ યઃ સોઢુમ્ પ્રાક્ શરીરવિમોક્ષણાત્
કામક્રોધોદ્ભવમ્ વેગમ્ સઃ યુક્તઃ સઃ સુખી નરઃ

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે | વેગમ્ | = આવેશને |
| નરઃ | = પુરુષ | સોઢુમ્ | = સહન કરવામાં |
| શરીરવિમોક્ષણાત્ | શરીર છોડતા | શક્નોતિ | = સમર્થ છે, |
| પ્રાક્ | = પહેલા | સઃ | = તે |
| ઇહ | = આ લોકમાં | યુક્તઃ | = યોગી છે (અને) |
| એવ | = જ | સઃ | = તે (જ) |
| કામક્રોધોદ્ભવમ્ | = કામ અને ક્રોધથી ઉપજેલા | સુખી | = સુખી (છે). |

યોઽન્તઃસુખોઽન્તરારામસ્તથાન્તર્જ્યોતિરેવ યઃ,
સ યોગી બ્રહ્મનિર્વાણં બ્રહ્મભૂતોઽધિગચ્છતિ. ૨૪

યઃ અન્તઃસુખઃ અન્તરારામઃ તથા અન્તર્જ્યોતિઃ એવ યઃ
સઃ યોગી બ્રહ્મનિર્વાણમ્ બ્રહ્મભૂતઃ અધિગચ્છતિ

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે (પુરુષ) | અન્તર્જ્યોતિઃ | = અંતરાત્મામાંથી જ્ઞાન મેળવનારો છે |
| અન્તઃસુખઃ એવ | = અંતરાત્મામાં જ સુખવાળો×(અને) | સઃ | = તે |
| અંતરારામઃ | = અંતરાત્મામાં જ પ્રીતિવાળો | યોગી | = યોગી |
| | | બ્રહ્મભૂતઃ | = બ્રહ્મરૂપ થઈ |
| તથા | = તથા | બ્રહ્મનિર્વાણમ્ | = મોક્ષરૂપ બ્રહ્મને |
| યઃ | = જે | અધિગચ્છતિ | = પામે છે. |

લભન્તે બ્રહ્મનિર્વાણમૃષયઃ ક્ષીણકલ્મષાઃ,
છિન્નદ્વૈધા યતાત્માનઃ સર્વભૂતહિતે રતાઃ. ૨૫

લભન્તે બ્રહ્મનિર્વાણમ્ ઋષયઃ ક્ષીણકલ્મષાઃ
છિન્નદ્વૈધાઃ યતાત્માનઃ સર્વભૂતહિતે રતાઃ

| | | | |
|---|---|---|---|
| ક્ષીણકલ્મષાઃ | = પાપ રહિત, | ઋષયઃ | = બ્રહ્મવેત્તા પુરુષો |
| છિન્નદ્વૈધાઃ | = સંશય વગરના | | |
| સર્વભૂત-હિતે રતાઃ | = સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા | નિર્વાણમ્ બ્રહ્મ | = શાન્તસ્વરૂપ બ્રહ્મને |
| યતાત્માનઃ | = પરમાત્માના ધ્યાનમાં એકાગ્ર ચિત્તવાળા | લભન્તે | = પામે છે. |

કામક્રોધવિયુક્તાનાં યતીનાં યતચેતસામ્,
અભિતો બ્રહ્મનિર્વાણં વર્તતે વિદિતાત્મનામ્. ૨૬

કામક્રોધવિયુક્તાનામ્ યતીનામ્ યતચેતસામ્
અભિતઃ બ્રહ્મનિર્વાણમ્ વર્તતે વિદિતાત્મનામ્

× માત્ર ગોખેલા જ્ઞાનવાળો નહિ, પણ ચિત્ત અને આત્મિની શુદ્ધિરૂપ પ્રકાશવાળો

કામક્રોધ-વિયુક્તાનામ્ = કામ અને ક્રોધથી રહિત
યતચેતસામ્ = ચિત્તને જીતનારા
વિદિતાત્મ-નામ્ = પરમાત્માનો સાક્ષાત્કાર પામેલા
યતીનામ્ = જ્ઞાની પુરુષોને
અભિતઃ = સર્વ ઠેકાણે
નિર્વાણમ્ બ્રહ્મ = શાંતસ્વરૂપ પરમાત્મા
વર્તતે = રહેલો છે.

**સ્પર્શાન્કૃત્વા બહિર્બાહ્યાંશ્ચક્ષુશ્ચૈવાન્તરે ભ્રુવોઃ,**
**પ્રાણાપાનૌ સમૌ કૃત્વા નાસાભ્યન્તરચારિણૌ. ૨૭**

સ્પર્શાન્ કૃત્વા બહિઃ બાહ્યાન્ ચક્ષુઃ ચ એવ અન્તરે ભ્રુવોઃ
પ્રાણાપાનૌ સમૌ કૃત્વા નાસાભ્યન્તરચારિણૌ

હે અર્જુન !—

પ્રાણાપાનૌ = પ્રાણ અને અપાન વાયુને
નાસાભ્યન્તર-ચારિણૌ = નાકની અંદર વિચરનારા
સમૌ = સમાન (ગતિવાળા)
કૃત્વા = કરીને (પ્રાણાયામ કરીને);
બાહ્યાન્ = બહારના
સ્પર્શાન્ = વિષયભોગોને
બહિઃ = બહાર
એવ = જ
કૃત્વા = કરીને (ત્યજીને)
ચ = અને
ચક્ષુઃ = નેત્રોની દૃષ્ટિને
ભ્રુવોઃ = બે ભવાંની
અન્તરે = મધ્યમાં (સ્થિર કરીને);

**યતેન્દ્રિયમનોબુદ્ધિર્મુનિર્મોક્ષપરાયણઃ,**
**વિગતેચ્છાભયક્રોધો યઃ સદા મુક્ત એવ સઃ. ૨૮**

યતેન્દ્રિયમનોબુદ્ધિઃ મુનિઃ મોક્ષપરાયણઃ
વિગતેચ્છાભયક્રોધઃ યઃ સદા મુક્તઃ એવ સઃ

યઃ = જે
યતેન્દ્રિય-મનોબુદ્ધિઃ = ઇંદ્રિયો, મન અને બુદ્ધિને જીતનારો,
" = મુનિ
મોક્ષપરાયણઃ = મોક્ષપરાયણ (થઈ)
વિગતેચ્છા-ભયક્રોધઃ = ઇચ્છા, ભય અને ક્રોધથી રહિત થયેલો (છે,)

| | | | |
|---|---|---|---|
| સઃ | = તે | મુક્તઃ | = મુક્ત |
| સદા | = સદા | એવ | = જ (છે). |

ભોક્તારં યજ્ઞતપસાં સર્વલોકમહેશ્વરમ્,
સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ. ૨૯

ભોક્તારમ્ યજ્ઞતપસામ્ સર્વલોકમહેશ્વરમ્
સુહૃદમ્ સર્વભૂતાનામ્ જ્ઞાત્વા મામ્ શાન્તિમ્ ઋચ્છતિ

| | | | |
|---|---|---|---|
| યજ્ઞતપસામ્ | = યજ્ઞ અને તપનો | સુહૃદમ્ | = સ્વાર્થ રહિત પ્રેમી |
| ભોક્તારમ્ | = ભોગવનાર, | મામ્ | = (એવા) મને |
| સર્વલોક-મહેશ્વરમ્ | = સઘળા લોકોના ઈશ્વરનો પણ ઈશ્વર | જ્ઞાત્વા | = જાણીને |
| | | શાન્તિમ્ | = શાંતિને |
| સર્વભૂતાનામ્ | = સઘળાં પ્રાણીઓનો | ઋચ્છતિ | = પામે છે. |

ૐ તત્સદિતિ શ્રીમદ્ ભગવદ્ગીતાસૂપનિષત્સુ
બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુન-
સંવાદે કર્મસંન્યાસયોગો નામ
પંચમોઽધ્યાયઃ ૫

| | |
|---|---|
| કામક્રોધ-વિયુક્તાનામ્ = કામ અને ક્રોધથી રહિત | યતીનામ્ = જ્ઞાની પુરુષોને |
| યતચેતસામ્ = ચિત્તને જીતનારા | અભિતઃ = સર્વ ઠેકાણે |
| વિદિતાત્મનામ્ = પરમાત્માનો સાક્ષાત્કાર પામેલા | નિર્વાણમ્ બ્રહ્મ = શાંતસ્વરૂપ પરમાત્મા |
| | વર્તતે = રહેલા છે. |

**સ્પર્શાન્કૃત્વા બહિર્બાહ્યાંશ્ચક્ષુશ્ચૈવાન્તરે ભ્રુવોઃ,**
**પ્રાણાપાનૌ સમૌ કૃત્વા નાસાભ્યન્તરચારિણૌ. ૨૭**

સ્પર્શાન્ કૃત્વા બહિઃ બાહ્યાન્ ચક્ષુઃ ચ એવ અન્તરે ભ્રુવોઃ
પ્રાણાપાનૌ સમૌ કૃત્વા નાસાભ્યન્તરચારિણૌ

હે અર્જુન !—

| | |
|---|---|
| પ્રાણાપાનૌ = પ્રાણ અને અપાન વાયુને | બહિઃ = બહાર |
| નાસાભ્યન્તરચારિણૌ = નાકની અંદર વિચરનારા | એવ = જ |
| સમૌ = સમાન (ગતિવાળા) | કૃત્વા = કરીને (ત્યજીને) |
| કૃત્વા = કરીને (પ્રાણાયામ કરીને); | ચ = અને |
| બાહ્યાન્ = બહારના | ચક્ષુઃ = નેત્રોની દૃષ્ટિને |
| સ્પર્શાન્ = વિષયભોગોને | ભ્રુવોઃ = બે ભવાંની |
| | અન્તરે = મધ્યમાં (સ્થિર કરીને); |

**યતેન્દ્રિયમનોબુદ્ધિર્મુનિર્મોક્ષપરાયણઃ,**
**વિગતેચ્છાભયક્રોધો યઃ સદા મુક્ત એવ સઃ. ૨૮**

યતેન્દ્રિયમનોબુદ્ધિઃ મુનિઃ મોક્ષપરાયણઃ
વિગતેચ્છાભયક્રોધઃ યઃ સદા મુક્તઃ એવ સઃ

| | |
|---|---|
| યઃ = જે | મોક્ષપરાયણઃ = મોક્ષપરાયણ (થઈ |
| ય-[illegible]દ્ધિઃ = ઇંદ્રિયો, મન અને બુદ્ધિને જીતનારો, | વિગતેચ્છાભયક્રોધઃ = ઇચ્છા, ભય અને ક્રોધથી રહિત થયેલો (છે,) |
| = મુનિ | |

**જિતાત્મનઃ પ્રશાન્તસ્ય પરમાત્મા સમાહિતઃ,**
**શીતોષ્ણસુખદુઃખેષુ તથા માનાપમાનયોઃ. ૭**

જિતાત્મનઃ પ્રશાન્તસ્ય પરમાત્મા સમાહિતઃ
શીતોષ્ણસુખદુઃખેષુ તથા માનાપમાનયોઃ

| | | | |
|---|---|---|---|
| શીતોષ્ણસુખદુઃખેષુ | = શીત, ઉષ્ણ અને સુખદુઃખ વગેરે દ્વંદ્વોમાં | પ્રશાન્તસ્ય | = (અને) પૂર્ણ શાંત ચિત્તવાળા પુરૂષને |
| તથા | = તથા | પરમાત્મા | = પરમાત્મા |
| માનાપમાનયોઃ | = માન-અપમાનમાં | સમાહિતઃ | = સમાહિત થાય છે (સારી રીતે પ્રાપ્ત થાય છે). |
| જિતાત્મનઃ | = જિતેંદ્રિય, | | |

**જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા કૂટસ્થો વિજિતેન્દ્રિયઃ,**
**યુક્ત ઇત્યુચ્યતે યોગી સમલોષ્ટાશ્મકાંચનઃ. ૮**

જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા કૂટસ્થઃ વિજિતેન્દ્રિયઃ
યુક્તઃ ઇતિ ઉચ્યતે યોગી સમલોષ્ટાશ્મકાંચનઃ

| | | | |
|---|---|---|---|
| જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા× | = (શાસ્ત્રીય) જ્ઞાન અને (અનુભવયુક્ત જ્ઞાન વડે જેનું અંતઃકરણ તૃપ્ત છે, | સમલોષ્ટાશ્મ કાંચન. | = માટી, પથ્થર અને સોનું જેને (મન) સરખાં છે, |
| કૂટસ્થઃ | = વિકારરહિત જેની સ્થિતિ છે; | યોગી | = (તે) યોગી |
| વિજિતેન્દ્રિયઃ | = જેણે ઇંદ્રિયોને સારી રીતે જીતેલી છે, | યુક્તઃ | = યોગારૂઢ છે |
| | | ઇતિ | = એમ |
| | | ઉચ્યતે | = કહેવાય છે. |

**સુહૃન્મિત્રાર્યુદાસીનમધ્યસ્થદ્વેષ્યબન્ધુષુ,**
**સાધુષ્વપિ ચ પાપેષુ સમબુદ્ધિર્વિશિષ્યતે. ૯**

સુહૃદ્ મિત્ર અરિ ઉદાસીન મધ્યસ્થ દ્વેષ્ય બન્ધુષુ
સાધુષુ અપિ ચ પાપેષુ સમબુદ્ધિઃ વિશિષ્યતે

---

× શાસ્ત્રનો ઉપદેશ

**ઉદ્ધરેદાત્મનાત્માનં નાત્માનમવસાદયેત્,**
**આત્મૈવ હ્યાત્મનો બન્ધુરાત્મૈવ રિપુરાત્મનઃ. ૫**

ઉદ્ધરેત્ આત્મના આત્માનમ્ ન આત્માનમ્ અવસાદયેત્
આત્મા એવ હિ આત્મનઃ બન્ધુઃ આત્મા એવ રિપુઃ આત્મનઃ

| | |
|---|---|
| આત્મના = વિવેકયુક્ત મન વડે | હિ = કેમ કે (આ) |
| આત્માનમ્ = જીવાત્માનો | આત્મા = જ્ઞાનયુક્ત મન |
| ઉદ્ધરેત્ = ઉદ્ધાર કરે, | એવ = જ |
| આત્માનમ્ = જીવાત્માને | આત્મનઃ = જીવાત્માનો |
| ન અવસાદયેત્ = (અજ્ઞાનથી) અધોગતિમાં ન લઈ જાય; | બન્ધુઃ = મિત્ર (છે) (અને) |
| | આત્માએવ = જ્ઞાન રહિત મન જ |
| | આત્મનઃ = જીવાત્માનો |
| | રિપુઃ = શત્રુ છે. |

**બન્ધુરાત્માત્મનસ્તસ્ય યેનાત્મૈવાત્મના જિતઃ,**
**અનાત્મનસ્તુ શત્રુત્વે વર્તેતાત્મૈવ શત્રુવત્. ૬**

બન્ધુઃ આત્મા આત્મનઃ તસ્ય યેન આત્મા એવ આત્મના
જિતઃ અનાત્મનઃ તુ શત્રુત્વે વર્તેત આત્મા એવ શત્રુવત્

| | |
|---|---|
| યેન = જેણે | બન્ધુઃ = મિત્ર (છે,) |
| આત્મા × = મન અને ઇન્દ્રિયો સહિત શરીરને | તુ = પરંતુ |
| આત્મના એવ = જ્ઞાનવાળા મન વડે જ | અનાત્મનઃ = અસંયમીનું |
| જિતઃ = જીતેલું (છે) | આત્મા = મન |
| તસ્ય = તેનું | એવ = જ |
| આત્મા = મન | શત્રુવત્ = શત્રુ પેઠે |
| આત્મનઃ = જીવાત્માનો | શત્રુત્વે = શત્રુભાવે |
| | વર્તેત = વર્તે છે. |

× મન વગેરે ઇંદ્રિયસમુદાય

**જિતાત્મનઃ પ્રશાન્તસ્ય પરમાત્મા સમાહિતઃ,**
**શીતોષ્ણસુખદુઃખેષુ તથા માનાપમાનયોઃ. ૭**

જિતાત્મનઃ પ્રશાન્તસ્ય પરમાત્મા સમાહિતઃ
શીતોષ્ણસુખદુઃખેષુ તથા માનાપમાનયોઃ

| | | | |
|---|---|---|---|
| શીતોષ્ણસુખદુઃખેષુ | = શીત, ઉષ્ણ અને સુખદુઃખ વગેરે દ્વંદ્વોમાં | પ્રશાન્તસ્ય | = (અને) પૂર્ણ શાંત ચિત્તવાળા પુરુષને |
| તથા | = તથા | પરમાત્મા | = પરમાત્મા |
| માનાપમાનયોઃ | = માન-અપમાનમાં | સમાહિતઃ | = સમાહિત થાય છે (સારી રીતે પ્રાપ્ત થાય છે). |
| જિતાત્મનઃ | = જિતેંદ્રિય, | | |

**જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા કૂટસ્થો વિજિતેન્દ્રિયઃ,**
**યુક્ત ઇત્યુચ્યતે યોગી સમલોષ્ટાશ્મકાંચનઃ. ૮**

જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા કૂટસ્થઃ વિજિતેન્દ્રિયઃ
યુક્તઃ ઇતિ ઉચ્યતે યોગી સમલોષ્ટાશ્મકાંચનઃ

| | | | |
|---|---|---|---|
| જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા× | = (શાસ્ત્રીય) જ્ઞાન અને (અનુભવયુક્ત જ્ઞાન વડે જેનું અંતઃકરણ તૃપ્ત છે, | સમલોષ્ટાશ્મ કાંચનઃ | = માટી, પથ્થર અને સોનું જેને (મન) સરખાં છે, |
| | | યોગી | = (તે) યોગી |
| કૂટસ્થઃ | = વિકારરહિત જેની સ્થિતિ છે, | યુક્તઃ | = યોગારૂઢ છે |
| વિજિતેન્દ્રિયઃ | = જેણે ઇંદ્રિયોને સારી રીતે જીતેલી છે, | ઇતિ | = એમ |
| | | ઉચ્યતે | = કહેવાય છે. |

**સુહૃન્મિત્રાર્યુદાસીનમધ્યસ્થદ્વેષ્યબન્ધુષુ,**
**સાધુષ્વપિ ચ પાપેષુ સમબુદ્ધિર્વિશિષ્યતે. ૯**

સુહૃદ્ મિત્ર અરિ ઉદાસીન મધ્યસ્થ દ્વેષ્ય બન્ધુષુ
સાધુષુ અપિ ચ પાપેષુ સમબુદ્ધિઃ વિશિષ્યતે

× શાસ્ત્રનો ઉપદેશ

| | | | |
|---|---|---|---|
| સુહૃદ | = સ્વાર્થ રહિત હિત કરનાર | બન્ધુષુ | = બંધુઓમાં (તથા) |
| મિત્ર | = મિત્ર | સાધુષુ | = ધર્માત્માઓમાં |
| અરિ | = શત્રુ | ચ | = અને |
| ઉદાસીન | = તટસ્થ | પાપેષુ | = પાપીઓમાં |
| મધ્યસ્થ | = બંને પક્ષનું ભલું ઇચ્છનાર | સમબુદ્ધિઃ | = જે સમાન બુદ્ધિવાળો છે (તે) |
| દ્વેષ્ય | = દ્વેષપાત્ર (અને) | વિશિષ્યતે | = અતિ ઉત્તમ છે. |

**યોગી યુંજીત સતતમાત્માનં રહસિ સ્થિતઃ,**
**એકાકી યતચિત્તાત્મા નિરાશીરપરિગ્રહઃ. ૧૦**

યોગી યુંજીત સતતમ્ આત્માનમ્ રહસિ સ્થિતઃ
એકાકી યતચિત્તાત્મા નિરાશીઃ અપરિગ્રહઃ

માટે:—

| | | | |
|---|---|---|---|
| યોગી | = યોગી | નિરાશીઃ | = વાસના રહિત (તથા) |
| રહસિ | = એકાંતમાં | | |
| એકાકી | = એકલો | અપરિગ્રહઃ | = સંગ્રહ રહિત થઈ |
| સ્થિતઃ | = રહીને | આત્માનમ્ | = ચિત્તને |
| યતચિત્તાત્મા | = મન અને ઇંદ્રિયો સહિત શરીરને જીતીને, | સતતમ્ | = નિરંતર |
| | | યુંજીત | = પરમાત્મામાં જોડે. |

**શુચૌ દેશે પ્રતિષ્ઠાપ્ય સ્થિરમાસનમાત્મનઃ,**
**નાત્યુચ્છ્રિતં નાતિનીચં ચૈલાજિન કુશોત્તરમ્. ૧૧**

શુચૌ દેશે પ્રતિષ્ઠાપ્ય સ્થિરમ્ આસનમ્ આત્મનઃ
ન અતિ ઉચ્છ્રિતમ્ ન અતિનીચમ્ ચૈલાજિનકુશોત્તરમ્ ·

| | | | |
|---|---|---|---|
| શુચૌ | = પવિત્ર | ચૈલ-અજિન-કુશોત્તરમ્ | = દર્ભ, મૃગચર્મ અને વસ્ત્રને એક ઉપર એક બિછાવી |
| દેશે | = સ્થાનમાં | | |

**કિરીટિનં ગદિનં ચક્રિણં ચ તેજોરાશિં સર્વતો દીપ્તિમન્તમ્,**
**પશ્યામિ ત્વાં દુર્નિરીક્ષ્યં સમન્તાદ્દીપ્તાનલાર્કદ્યુતિમપ્રમેયમ્. ૧૭**

કિરીટિનમ્ ગદિનમ્ ચક્રિણમ્ ચ તેજોરાશિમ્ સર્વતઃ દીપ્તિમન્તમ
પશ્યામિ ત્વામ્ દુર્નિરીક્ષ્યમ્ સમન્તાત્ દીપ્તાનલાર્કદ્યુતિમ્ અપ્રમેયમ્

હે ભગવન્ !—

| | | | |
|---|---|---|---|
| કિરીટિનમ્ | = મુકુટ ધારણ કરનારા | દીપ્તાનલાર્કદ્યુતિમ્ | = પ્રજ્વલિત અગ્નિ તથા સૂર્યના જેવી પ્રભાવાળા |
| ગદિનમ્ | = ગદા ધારણ કરનારા | દુર્નિરીક્ષ્યમ્ | = દેખવાને અશક્ય (તથા) |
| ચક્રિણમ્ | = ચક્ર ધારણ કરનારા | અપ્રમેયમ્ | = અપ્રમેય સ્વરૂપને |
| સર્વતઃ | = બધી બાજુથી | ત્વામ્ | = આપને |
| દીપ્તિમન્તમ્ | = પ્રકાશવાળા | સમન્તાત્ | = સર્વત્ર |
| તેજોરાશિમ્ | = તેજના સમૂહરૂપ | પશ્યામિ | = જોઉં છું. |
| ચ | = તથા | | |

**ત્વમક્ષરં પરમં વેદિતવ્યં ત્વમસ્ય વિશ્વસ્ય પરં નિધાનમ્,**
**ત્વમવ્યયઃ શાશ્વતધર્મગોપ્તા સનાતનસ્ત્વં પુરુષો મતો મે. ૧૮**

ત્વમ્ અક્ષરમ્ પરમમ્ વેદિતવ્યમ્ ત્વમ્ અસ્ય વિશ્વસ્ય પરમ્ નિધાનમ્
ત્વમ્ અવ્યયઃ શાશ્વતધર્મગોપ્તા સનાતનઃ ત્વમ્ પુરુષઃ મતઃ મે

માટે હે પ્રભુ !—

| | | | |
|---|---|---|---|
| ત્વમ્ | = આપ | ત્વમ્ | = આપ |
| વેદિતવ્યમ્ | = જાણવા યોગ્ય | શાશ્વતધર્મગોપ્તા | = નિરંતર ધર્મ-રક્ષક છો (તથા) |
| પરમમ્ | = પરમ | ત્વમ્ | = આપ |
| અક્ષરમ્ | = અવિનાશી (પરમાત્મા) (છો), | સનાતનઃ | = અનાદિ |
| ત્વમ્ | = આપ | અવ્યયઃ | = અનંત |
| અસ્ય | = આ | પુરુષઃ | = પુરુષ છો (એવો) |
| વિશ્વસ્ય | = જગતના | મે | = મારો |
| પરમ્ | = પરમ | મતઃ | = મત (છે). |
| નિધાનમ્ | = આશ્રય (છો), | | |

**અનાદિમધ્યાન્તમનન્તવીર્યમનન્તબાહું શશિસૂર્યનેત્રમ્,**
**પશ્યામિ ત્વાં દીપ્તહુતાશવક્ત્રં સ્વતેજસા વિશ્વમિદં તપન્તમ્.**

અનાદિમધ્યાન્તમ્ અનન્તવીર્યમ્ અનન્તબાહુમ્ શશિસૂર્યનેત્રમ્
પશ્યામિ ત્વામ્ દીપ્તહુતાશવક્ત્રમ્ સ્વતેજસા વિશ્વમ્ ઇદમ્ તપન્તમ્

| | |
|---|---|
| ત્વામ્ = આપને | દીપ્તહુતાશવક્ત્રમ્ = પ્રજ્વલિત અગ્નિમય મુખવાળા (તથા) |
| અનાદિમધ્યાન્તમ્ = ઉત્પત્તિ, સ્થિતિ અને નાશરૂપ વિકારોથી રહિત | સ્વતેજસા = પોતાના તેજથી |
| અનન્તવીર્યમ્ = અપાર પરાક્રમવાળા, (અને) | ઇદમ્ = આ |
| | વિશ્વમ્ = જગતને |
| અનન્તબાહુમ્ = અનેક હાથોવાળા, | તપન્તમ્ = તપાવતા |
| શશિસૂર્યનેત્રમ્ = ચંદ્રસૂર્યરૂપી નેત્રોવાળા, | પશ્યામિ = જોઉં છું. |

**દ્યાવાપૃથિવ્યોરિદમન્તરં હિ વ્યાપ્તં ત્વયૈકેન દિશશ્ચ સર્વાઃ,**
**દૃષ્ટ્વાદ્ભુતં રૂપમુગ્રં તવેદં લોકત્રયં પ્રવ્યથિતં મહાત્મન્.૨૦**

ઘાવાપૃથિવ્યોઃ ઇદમ્ અન્તરમ્ હિ વ્યાપ્તમ્ ત્વયા એકેન
દિશઃ ચ સર્વાઃ દૃષ્ટ્વા અદ્‌ભુતમ્ રૂપમ્ ઉગ્રમ્ તવ ઇદમ્
લોકત્રયમ્ પ્રવ્યથિતમ્ મહાત્મન્

| | |
|---|---|
| મહાત્મન્ = હે મહાત્મન્! | હિ = જ |
| ધાવાપૃથિવ્યોઃ = સ્વર્ગ અને પૃથ્વીની | વ્યાપ્તમ્ = પરિપૂર્ણ (છે) (તથા) |
| અન્તરમ્ = વચ્ચેનું | તવ = આપના |
| ઇદમ્ = આ (સઘળું જગત) | ઇદમ્ = આ |
| ચ = તથા | અદ્‌ભુતમ્ = અલૌકિક |
| સર્વાઃ = સઘળી | ઉગ્રમ્ = ભયંકર |
| દિશઃ = દિશાઓ | રૂપમ્ = રૂપને |
| એકેન = એકલા | દૃષ્ટ્વા = જોઈ |
| ત્વયા = આપથી | લોકત્રયમ્ = ત્રણે લોક |
| | પ્રવ્યથિતમ્ = દુઃખી (થાય છે). |

**અમી હિ ત્વાં સુરસંઘા વિશન્તિ**
**કેચિદ્ભીતાઃ પ્રાંજલયો ગૃણન્તિ,**
**સ્વસ્તીત્યુક્ત્વા મહર્ષિસિદ્ધસંઘાઃ**
**સ્તુવન્તિ ત્વાં સ્તુતિભિઃ પુષ્કલાભિઃ. ૨૧**

અમી હિ ત્વામ્ સુરસંઘાઃ વિશન્તિ કેચિત્ ભીતાઃ
પ્રાંજલયઃ ગૃણન્તિ સ્વસ્તિ ઇતિ ઉક્ત્વા મહર્ષિસિદ્ધસંઘાઃ
સ્તુવન્તિ ત્વામ્ સ્તુતિભિઃ પુષ્કલાભિઃ

હે ભગવન્ !–

| | | | |
|---|---|---|---|
| અમી | = તે (સર્વે) | મહર્ષિ-સિદ્ધસંઘાઃ | = મહર્ષિ અને સિદ્ધોના સમૂહ |
| સુરસંઘાઃ | = દેવોનો સમૂહ | સ્વસ્તિ | = 'કલ્યાણ થાઓ !' |
| ત્વામ્ | = આપમાં | ઇતિ | = એમ |
| હિ | = જ | ઉક્ત્વા | = કહીને |
| વિશન્તિ | = પ્રવેશ કરે છે (અને) | પુષ્કલાભિઃ | = સંપૂર્ણ અર્થબોધક |
| ભીતઃ | = ભય પામેલા | સ્તુતિભિઃ | = સ્તોત્રો વડે |
| કેચિત્ | = કેટલાક | ત્વામ્ | = આપની |
| પ્રાંજલયઃ | = હાથ જોડીને | સ્તુવન્તિ | = સ્તુતિ કરે છે. |
| ગૃણન્તિ | = પ્રાર્થના કરે છે (તથા) | | |

**રુદ્રાદિત્યા વસવો યે ચ સાધ્યા વિશ્વેઽશ્વિનૌ મરુતશ્ચોષ્મપાશ્ચ,**
**ગન્ધર્વયક્ષાસુરસિદ્ધસંઘા વીક્ષન્તે ત્વાં વિસ્મિતાશ્ચૈવ સર્વે.**

રુદ્રાદિત્યાઃ વસવઃ યે ચ સાધ્યાઃ વિશ્વે અશ્વિનૌ મરુતઃ ચ ઊષ્મપાઃ
ચ ગન્ધર્વયક્ષાસુરસિદ્ધસંઘાઃ વીક્ષન્તે ત્વામ્ વિસ્મિતાઃ ચ એવ સર્વે

હે પ્રભો !—

| | | | |
|---|---|---|---|
| યે | = જે | સાધ્યાઃ | = સાધ્ય દેવો, |
| રુદ્રાદિત્યાઃ | = અગિયાર રુદ્રો, બાર સૂર્યો, | વિશ્વે | = વિશ્વદેવો |
| | | અશ્વિનૌ | = બે અશ્વિની કુમારો |
| ચ | = તથા | ચ | = તથા |
| વસવઃ | = આઠ વસુઓ, | મરુતઃ | = વાયુદેવો |

| | | | |
|---|---|---|---|
| ચ | = તથા | સર્વે એવ | = તે બધા જ |
| ઊષ્મપાઃ | = (ઊનું ભોજન કરનારા) પિતૃઓ* | વિસ્મિતાઃ | = વિસ્મિત થઈને |
| ચ | = તથા | | |
| ગન્ધર્વ-યક્ષ-અસુર-સિદ્ધસંઘાઃ | = ગંધર્વો, યક્ષો, રાક્ષસો તથા સિદ્ધોના સમૂહ, | ત્વામ્ | = આપને |
| | | વીક્ષન્તે | = જુએ છે. |

**રૂપં મહત્તે બહુવક્ત્રનેત્રં મહાબાહો બહુબાહૂરુપાદમ્ ,**
**બહૂદરં બહુદંષ્ટ્રાકરાલં દૃષ્ટ્વા લોકાઃ પ્રવ્યથિતાસ્તથાહમ્.**

રૂપમ્ મહત્ ને બહુવક્ત્રનેત્રમ્ મહાબાહો બહુબાહૂરુપાદમ્
બહૂદરમ્ બહુદંષ્ટ્રાકરાલમ્ દૃષ્ટ્વા લોકાઃ પ્રવ્યથિતાઃ તથા અહમ્

| | | | |
|---|---|---|---|
| મહાબાહો | = હે મહાબાહો ! | તે | = આપનું |
| તે | = આપના | મહત્ | = વિશાળ |
| બહુવક્ત્ર-નેત્રમ્ | = ઘણાં મુખ અને નેત્રવાળું | રૂપમ્ | = રૂપ |
| બહુબાહૂરુ-પાદમ્ | = ઘણાં હાથ, જાંઘ તથા પગોવાળું, | દૃષ્ટ્વા | = જોઈને |
| | | લોકાઃ | = સઘળા લોકો |
| બહૂદરમ્ | = ઘણાં ઉદરવાળું (તથા) | તથા | = તથા |
| | | અહમ્ | = હું |
| બહુદંષ્ટ્રા-કરાલમ્ | = ઘણી વિકરાળ દાઢોવાળું | પ્રવ્યથિતાઃ | = દુઃખી થઈ રહ્યા છીએ. |

* यावदुष्णं भवेदन्नं यावदश्नन्ति वाग्यताः ।
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥

સ્મૃતિમાં કહ્યું છે, કે જ્યાં સુધી અન્ન ઊનું હોય અને શ્રાદ્ધમાં જમનાર ભૂદેવતાઓ જ્યાં સુધી વાણીનું મૌન રાખીને જમે છે તથા હવિષ્યાન્નના સારા-નરસા સ્વાદની વાત કરતા નથી, ત્યાં સુધી જ પિતૃઓ જમે છે. વળી શ્રુતિમાં કહ્યું છે, કે 'ऊष्मभागा हि पितरः.' અર્થાત્ 'પિતૃઓ ઉષ્ણ અન્નના ભાગી છે.' આથી જ ઉપલા શ્લોકમાં પિતૃઓને 'ઊષ્મપા' કહ્યા છે.

**નભઃસ્પૃશં દીપ્તમનેકવર્ણં વ્યાત્તાનનં દીપ્તવિશાલનેત્રમ્,**
**દૃષ્ટ્વા હિ ત્વાં પ્રવ્યથિતાન્તરાત્મા ધૃતિં ન વિન્દામિ શમં ચ વિષ્ણો.**

નભઃસ્પૃશમ્ દીપ્તમ્ અનેકવર્ણમ્ વ્યાત્તાનનમ્ દીપ્તવિશાલનેત્રમ્ દૃષ્ટ્વા
હિ ત્વામ્ પ્રવ્યથિતાન્તરાત્મા ધૃતિમ્ ન વિન્દામિ શમમ્ ચ વિષ્ણો

| | | | |
|---|---|---|---|
| વિષ્ણો | = હે વિષ્ણો ! | દૃષ્ટ્વા | = જોઈને |
| નભઃસ્પૃશમ્ | = આકાશને અડેલા, | હિ | = જ |
| દીપ્તમ્ | = પ્રકાશમય | પ્રવ્યથિતા-ન્તરાત્મા | = મનમાં ભય પામેલો (હું) |
| અનેકવર્ણમ્ | = અનેક વર્ણોવાળા | | |
| વ્યાત્તાનનમ્ | = ઉઘાડેલાં મુખો-વાળા (તથા) | ધૃતિમ્ | = ધીરજ |
| દીપ્તવિશાલ-નેત્રમ્ | = પ્રકાશમાન વિશાળ નેત્રોવાળા | ચ | = અને |
| | | શમમ્ | = શાંતિ |
| ત્વામ્ | = આપના (રૂપને) | ન વિન્દામિ | = મેળવી શકતો નથી. |

**દંષ્ટ્રાકરાલાનિ ચ તે મુખાનિ દૃષ્ટ્વૈવ કાલાનલસન્નિભાનિ,**
**દિશો ન જાને ન લભે ચ શર્મ પ્રસીદ દેવેશ જગન્નિવાસ. ૨૫**

દંષ્ટ્રાકરાલાનિ ચ તે મુખાનિ દૃષ્ટ્વા એવ કાલાનલસન્નિભાનિ
દિશઃ ન જાને ન લભે ચ શર્મ પ્રસીદ દેવેશ જગન્નિવાસ

| | | | |
|---|---|---|---|
| દેવેશ | = હે દેવેશ ! | દૃષ્ટ્વા એવ | = જોઈને જ (ભય પામેલો હું) |
| તે | = આપનાં | | |
| દંષ્ટ્રાકરા-લાનિ | = ભયંકર દાઢો-વાળાં | દિશઃ | = દિશાઓને |
| | | ન જાને | = જાણતો નથી, |
| ચ | = અને | ચ | = તેમ જ |
| કાલાનલ-સન્નિભાનિ | = પ્રલયકાળના અગ્નિ જેવાં પ્રજ્વલિત | શર્મ | = સુખ |
| | | ન લભે | = પામતો નથી. |
| તે | = આપનાં | જગન્નિવાસ | = હે જગન્નિવાસ ! |
| મુખાનિ | = મુખો | પ્રસીદ | = પ્રસન્ન થાઓ ! |

**અમી ચ ત્વાં ધૃતરાષ્ટ્રસ્ય પુત્રાઃ સર્વે સહૈવાવનિપાલસંઘૈઃ,**
**ભીષ્મો દ્રોણઃ સૂતપુત્રસ્તથાસૌ સહાસ્મદીયૈરપિ યોધમુખ્યૈઃ.**

અમી ચ ત્વામ્ ધૃતરાષ્ટ્રસ્ય પુત્રાઃ સર્વે સહ એવ અવનિપાલસંઘૈઃ
ભીષ્મઃ દ્રોણઃ સૂતપુત્રઃ તથા અસૌ સહ અસ્મદીયૈઃ અપિ યોધમુખ્યૈઃ

| | | | |
|---|---|---|---|
| અવનિપાલસંઘૈઃ | = રાજાઓના સમુદાય | સૂતપુત્રઃ | = કર્ણ |
| સહ | = સહિત | તથા | = તથા |
| અમી | = પેલા | અસ્મદીયૈઃ | = અમારા પક્ષના |
| ધૃતરાષ્ટ્રસ્ય | = ધૃતરાષ્ટ્રના | અપિ | = પણ |
| પુત્રાઃ | = પુત્રો | યોધમુખ્યૈઃ | = મુખ્ય યોદ્ધાઓ |
| ચ | = અને | સહ | = સાથે |
| ભીષ્મ | = ભીષ્મ પિતામહ | સર્વે એવ | = બધા જ |
| દ્રોણઃ | = દ્રોણાચાર્ય | ત્વામ્ | = આપમાં (પ્રવેશ કરે છે). |
| અસૌ | = પેલો | | |

**વક્ત્રાણિ તે ત્વરમાણા વિશન્તિ દંષ્ટ્રાકરાલાનિ ભયાનકાનિ,**
**કેચિદ્વિલગ્ના દશનાન્તરેષુ સંદૃશ્યન્તે ચૂર્ણિતૈરુત્તમાઙ્ગૈઃ. ૨૭**

વક્ત્રાણિ તે ત્વરમાણાઃ વિશન્તિ દંષ્ટ્રાકરાલાનિ ભયાનકાનિ
કેચિત્ વિલગ્નાઃ દશનાન્તરેષુ સંદૃશ્યન્તે ચૂર્ણિતૈઃ ઉત્તમાઙ્ગૈઃ

તેઓ :—

| | | | |
|---|---|---|---|
| ત્વરમાણાઃ | = વેગપૂર્વક | કેચિત્ | = કેટલાક |
| તે | = આપનાં | ચૂર્ણિતૈઃ | = ચૂરા થયેલાં |
| દંષ્ટ્રાકરાલાનિ | = વિકરાળ દાઢોવાળાં | ઉત્તમાઙ્ગૈઃ | = માથાં સાથે |
| ભયાનકાનિ | = ભયંકર | દશનાન્તરેષુ | = દાંતોની વચમાં |
| વક્ત્રાણિ | = મુખોમાં | વિલગ્નાઃ | = ચોંટેલા |
| વિશન્તિ | = પેસે છે (અને) | સંદૃશ્યન્તે | = જણાય છે. |

**યથા નદીનાં બહવોઽમ્બુવેગાઃ સમુદ્રમેવાભિમુખા દ્રવન્તિ,**
**તથા તવામી નરલોકવીરા વિશન્તિ વક્ત્રાણ્યભિવિજ્વલન્તિ.**

યથા નદીનામ્ બહવઃ અમ્બુવેગાઃ સમુદ્રમ્ એવ અભિમુખાઃ દ્રવન્તિ
તથા તવ અમી નરલોકવીરાઃ વિશન્તિ વક્ત્રાણિ અભિવિજ્વલન્તિ

| | | | |
|---|---|---|---|
| યથા | = જેમ | તથા | = તેવી રીતે |
| નદીનામ્ | = નદીઓના | અમી | = એ સઘળા |
| બહવઃ | = ઘણા | નરલોકવીરાઃ | = મનુષ્યલોકના વીર પુરુષો |
| અમ્બુવેગાઃ | = જળપ્રવાહો | તવ | = આપનાં |
| સમુદ્રમ્ અભિમુખાઃ એવ | = સમુદ્ર તરફ જ | અભિવિજ્વલન્તિ | = પ્રજ્વલિત |
| | | વક્ત્રાણિ | = મુખોમાં |
| દ્રવન્તિ | = દોડે છે, | વિશન્તિ | = પ્રવેશ કરે છે. |

**યથા પ્રદીપ્તં જ્વલનં પતઙ્ગા વિશન્તિ નાશાય સમૃદ્ધવેગાઃ,**
**તથૈવ નાશાય વિશન્તિ લોકાસ્તવાપિ વક્ત્રાણિ સમૃદ્ધવેગાઃ.**

યથા પ્રદીપ્તમ્ જ્વલનમ્ પતઙ્ગાઃ વિશન્તિ નાશાય સમૃદ્ધવેગાઃ
તથા એવ નાશાય વિશન્તિ લોકાઃ તવ અપિ વક્ત્રાણિ સમૃદ્ધવેગાઃ

| | | | |
|---|---|---|---|
| યથા | = જેમ | લોકાઃ | = (આ સઘળા) લોકો |
| પતંગાઃ | = પતંગિયાં | અપિ | = પણ |
| નાશાય | = મરવાને માટે | નાશાય એવ | = (પોતાના) નાશ માટે જ |
| પ્રદીપ્તમ્ | = સળગતા | | |
| જ્વલનમ્ | = અગ્નિમાં | તવ | = આપના |
| સમૃદ્ધવેગાઃ | = ઘણા વેગથી | વક્ત્રાણિ | = મુખમાં |
| વિશન્તિ | = પ્રવેશ કરે છે, | સમૃદ્ધવેગાઃ | = ઘણા વેગથી |
| તથા | = તેવી રીતે | વિશન્તિ | = પ્રવેશ કરે છે. |

**લેલિહ્યસે ગ્રસમાનઃ સમન્તાલ્લોકાન્સમગ્રાન્વદનૈર્જ્વલદ્ભિઃ,**
**તેજોભિરાપૂર્ય જગત્સમગ્રં ભાસસ્તવોગ્રાઃ પ્રતપન્તિ વિષ્ણો.**

લેલિહ્યસે ગ્રસમાન સમન્તાત્ લોકાન્ સમગ્રાન્ વદનૈ: જ્વલદ્ભિ
તેજોભિ આપૂર્ય જગત્ સમગ્રમ્ ભામ તવ ઉગ્રા: પ્રતપન્તિ વિષ્ણો

| | | | |
|---|---|---|---|
| વિષ્ણો | = હે વિષ્ણુ ! | તવ | = આપનો |
| સમગ્રાન્ | = સઘળા | ઉગ્રા | = ઉગ્ર |
| લોકાન્ | = લોકોને | ભામ | = પ્રકાશ |
| જ્વલદ્ભિ | = પ્રજ્વલિત | સમગ્રમ્ | = સંપૂર્ણ |
| વદનૈ | = મુખો વડે | જગત્ | = જગતને |
| ગ્રસમાન | = ગ્રાસ કરતા | તેજોભિ | = તેજ વડે |
| સમન્તાત્ | = ચારે બાજુથી | આપૂર્ય | = પરિપૂર્ણ કરી |
| લેલિહ્યસે | = ચાટી રહ્યા છો | પ્રતપન્તિ | = તપાવે છે. |

**આખ્યાહિ મે કો ભવાનુગ્રરૂપો નમોઽસ્તુ તે દેવવર પ્રસીદ,**
**વિજ્ઞાતુમિચ્છામિ ભવન્તમાદ્યં ન હિ પ્રજાનામિ તવ પ્રવૃત્તિમ્.**

આખ્યાહિ મે ક ભવાન્ ઉગ્રરૂપ નમ અસ્તુ તે દેવવર પ્રસીદ
વિજ્ઞાતુમ ઇચ્છામિ ભવન્તમ આદ્યમ્ ન હિ પ્રજાનામિ તવ પ્રવૃત્તિમ્

હે ભગવન્ !—

| | | | |
|---|---|---|---|
| મે | = મને | આદ્યમ્ | = આદિ સ્વરૂપ |
| આખ્યાહિ | = (કૃપા કરીને) કહો (કે) | ભવન્તમ્ | = આપને (હું) |
| ઉગ્રરૂપ | = ઉગ્ર રૂપવાળા | વિજ્ઞાતુમ્ | = જાણવાને |
| ભવાન | = આપ | ઇચ્છામિ | = ઇચ્છુ છું, |
| ક | = કોણ (છો)? | હિ | = કારણ કે (હું) |
| દેવવર | = હે દેવેશ ! | | |
| તે | = આપને | તવ | = આપની |
| નમ અસ્તુ | = નમસ્કાર હો— | પ્રવૃત્તિમ્ | = પ્રવૃત્તિને |
| પ્રસીદ | = પ્રસન્ન થાઓ, | ન પ્રજાનામિ | = જાણતો નથી |

શ્રી ભગવાનુવાચ

**કાલોઽસ્મિ લોકક્ષયકૃત્પ્રવૃદ્ધો લોકાન્સમાહર્તુમિહ પ્રવૃત્તઃ,**
**ઋતેઽપિ ત્વાં ન ભવિષ્યન્તિ સર્વે યેઽવસ્થિતાઃ પ્રત્યનીકેષુ યોધાઃ**

કાલઃ અસ્મિ લોકક્ષયકૃત્ પ્રવૃદ્ધઃ લોકાન્ સમાહર્તુમ્ ઇહ પ્રવૃત્તઃ
ऋते અપિ ત્વામ્ ન ભવિષ્યન્તિ સર્વે યે અવસ્થિતાઃ પ્રત્યનીકેષુ યોધાઃ

| | | | |
|---|---|---|---|
| લોકક્ષયકૃત | = લોકોનો નાશ કરનારો | ત્વામ ऋते અપિ | = તારા માર્યા વિના પણ |
| પ્રવૃદ્ધઃ | = અતિ ઉગ્ર | પ્રત્યનીકેષુ | = દરેક સેનામાં |
| કાલઃ | = મહાકાળ | અવસ્થિતાઃ | = રહેલા |
| અસ્મિ | = છું (અને) | યે | = જે |
| ઇહ | = આ સમયે | યોધાઃ | = યોદ્ધાઓ (છે), |
| લોકાન્ | = આ લોકોનો | સર્વે | = (તે) બધા |
| સમાહર્તુમ્ | = સંહાર કરવા | ન ભવિષ્યન્તિ | = રહેશે નહિ; |
| પ્રવૃત્તઃ | = પ્રવૃત્ત થયેલો છું. | | |

તસ્માત્ત્વમુત્તિષ્ઠ યશો લભસ્વ
જિત્વા શત્રૂન્ભુંક્ષ્વ રાજ્યં સમૃદ્ધમ્,
મયૈવૈતે નિહતાઃ પૂર્વમેવ
નિમિત્તમાત્રં ભવ સવ્યસાચિન્. ૩૩

તસ્માત્ ત્વમ્ ઉત્તિષ્ઠ યશઃ લભસ્વ જિત્વા શત્રૂન્
ભુંક્ષ્વ રાજ્યમ્ સમૃદ્ધમ્ મયા એવ એતે નિહતાઃ
પૂર્વમ્ એવ નિમિત્તમાત્રમ્ ભવ સવ્યસાચિન્

| | | | |
|---|---|---|---|
| તસ્માત્ | = તે માટે | ભુંક્ષ્વ | = ભોગવ. |
| ત્વમ્ | = તું | પૂર્વમ્ | = પહેલેથી |
| ઉત્તિષ્ઠ | = ઊભો થા, | એવ | = જ |
| શત્રુન્ | = શત્રુઓને | મયા | = મેં |
| જિત્વા | = જીતીને | એતે | = આ બધા |
| યશઃ | = યશ | નિહતાઃએવ | = મારેલા જ છે (માટે) |
| લભસ્વ | = મેળવ (અને) | સવ્યસાચિન્ | = હે અર્જુન ! (તું) |
| સમૃદ્ધમ્ | = ધનધાન્યથી પૂર્ણ | નિમિત્તમાત્રમ્ | = નિમિત્ત માત્ર |
| રાજ્યમ્ | = રાજ્યને | ભવ | = થા. |

**દ્રોણં ચ ભીષ્મં ચ જયદ્રથં ચ કર્ણં તથાન્યાનપિ યોધવીરાન્,**
**મયા હતાંસ્ત્વં જહિ મા વ્યથિષ્ઠા યુધ્યસ્વ જેતાસિ રણે સપત્નાન્**

દ્રોણમ્ ચ ભીષ્મમ્ ચ જયદ્રથમ્ ચ કર્ણમ્ તથા અન્યાન્ અપિ યોધવીરાન્ મયા હતાન્ ત્વમ્ જહિ મા વ્યથિષ્ઠાઃ યુધ્યસ્વ જેતાસિ રણે સપત્નાન્

તથા—

| | | | |
|---|---|---|---|
| મયા | = મેં | અન્યાન્ અપિ | = બીજા પણ |
| હતાન્ | = મારેલા | યોધવીરાન્ | = વીર યોદ્ધાઓને |
| દ્રોણમ્ | = દ્રોણાચાર્ય | ત્વમ્ | = તું |
| ચ | = અને | જહિ | = માર, |
| ભીષ્મમ્ | = ભીષ્મપિતામહ | મા વ્યથિષ્ઠાઃ | = ગભરાઈશ નહિ, |
| ચ | = તથા | યુધ્યસ્વ | = યુદ્ધ કર |
| જયદ્રથમ્ | = જયદ્રથ | રણે | = યુદ્ધમાં (તું) |
| ચ | = અને | સપત્નાન્ | = શત્રુઓને |
| કર્ણમ્ | = કર્ણ | જેતાસિ | = (જરૂર) જીતીશ. |
| તથા | = તથા | | |

સંજય ઉવાચ

**એતચ્છ્રુત્વા વચનં કેશવસ્ય કૃતાંજલિર્વેપમાનઃ કિરીટી,**
**નમસ્કૃત્વા ભૂય એવાહ કૃષ્ણં સગદ્‌ગદં ભીતભીતઃ પ્રણમ્ય.**

એતત્ શ્રુત્વા વચનમ્ કેશવસ્ય કૃતાંજલિઃ વેપમાનઃ કિરીટી નમસ્કૃત્વા ભૂયઃ એવ આહ કૃષ્ણમ્ સગદ્‌ગદમ્ ભીતભીતઃ પ્રણમ્ય

| | | | |
|---|---|---|---|
| કેશવસ્ય | = ભગવાનના | કૃતાંજલિઃ | = હાથ જોડીને |
| એતત્ | = એ | નમસ્કૃત્વા | = નમસ્કાર કરી |
| વચનમ્ | = વચનને | ભૂયઃ | = ફરીથી |
| શ્રુત્વા | = સાંભળી | એવ | = પણ |
| કિરીટી | = મુકુટધારી અર્જુન | કૃષ્ણમ્ | = ભગવાન્ (શ્રીકૃષ્ણને) |
| વેપમાનઃ | = ધ્રૂજતો ધ્રૂજતો | | |

| | | | |
|---|---|---|---|
| પ્રણમ્ય | = પ્રણામ કરીને | સગદ્‌ગદમ્ | = ગળગળો થઈને |
| ભીતભીતઃ | = બીતો બીતો | આહ | = કહેવા લાગ્યો. |

અર્જુન ઉવાચ

**સ્થાને હૃષીકેશ તવ પ્રકીર્ત્યા જગત્પ્રહૃષ્યત્યનુરજ્યતે ચ,**
**રક્ષાંસિ ભીતાનિ દિશો દ્રવન્તિ સર્વે નમસ્યન્તિ ચ સિદ્ધસંઘાઃ.**

સ્થાને હૃષીકેશ તવ પ્રકીર્ત્યા જગત્ પ્રહૃષ્યતિ અનુરજ્યતે ચ
રક્ષાંસિ ભીતાનિ દિશઃ દ્રવન્તિ સર્વે નમસ્યન્તિ ચ સિદ્ધસંઘાઃ

| | | | |
|---|---|---|---|
| હૃષીકેશ | = અંતર્યામી ! | રક્ષાંસિ | = રાક્ષસો |
| તવ | = આપના | દિશઃ | = દિશાઓમાં |
| પ્રકીર્ત્યા | = કીર્તનથી | દ્રવન્તિ | = દોડે છે |
| જગત્ | = જગત | ચ | = અને |
| પ્રહૃષ્યતિ | = આનંદ પામે છે | સર્વે | = સઘળા |
| ચ | = અને | સિદ્ધસંઘાઃ | = સિદ્ધોના સમૂહો |
| અનુરજ્યતે | = પ્રેમવશ થાય છે (તથા) | નમસ્યન્તિ | = નમસ્કાર કરે છે |
| ભીતાનિ | = ભય પામેલા | સ્થાને | = (એ) યોગ્ય જ (છે) |

**કસ્માચ્ચ તે ન નમેરન્મહાત્મન્ ગરીયસે બ્રહ્મણોઽપ્યાદિકર્ત્રે,**
**અનન્ત દેવેશ જગન્નિવાસ ત્વમક્ષરં સદસત્તત્પરં યત્. ૩૭**

કસ્માત્ ચ તે ન નમેરન્ મહાત્મન્ ગરીયસે બ્રહ્મણઃ અપિ આદિકર્ત્રે
અનન્ત દેવેશ જગન્નિવાસ ત્વમ્ અક્ષરમ્ સત્ અસત્ તત્પરમ્ યત્

| | | | |
|---|---|---|---|
| મહાત્મન્ | = હે મહાત્મન્ ! | ન નમેરન્ | = નમસ્કાર ન કરે ? (કેમ કે) |
| બ્રહ્મણઃ | = બ્રહ્માના | | |
| અપિ | = પણ | અનન્ત | = હે અનંત ! |
| આદિકર્ત્રે | = આદિ સ્રષ્ટા | દેવેશ | = હે દેવેશ ! |
| ચ | = અને | | |
| ગરીયસે | = મહાન્ ગુરુ | જગન્નિવાસ | = હે જગન્નિવાસ ! |
| તે | = આપને (તેઓ) | યત્ | = જે (કંઈ) |
| કસ્માત્ | = શા માટે | સત્ | = સત્ (સ્થૂળ) |

| | | | |
|---|---|---|---|
| અસત્ | = અસત્ (સૂક્ષ્મ જગત છે) | ત્વમ્ | = આપ |
| તત્ | = તે બધાથી | પરમ્ અક્ષરમ્ | = શ્રેષ્ઠ તથા અવિનાશી સ્વરૂપ છો. |

**ત્વમાદિદેવઃ પુરુષઃ પુરાણસ્ત્વમસ્ય વિશ્વસ્ય પરં નિધાનમ્,**
**વેત્તાસિ વેદ્યં ચ પરં ચ ધામ ત્વયા તતં વિશ્વમનન્તરૂપ. ૩૮**

ત્વમ્ આદિદેવઃ પુરુષઃ પુરાણઃ ત્વમ્ અસ્ય વિશ્વસ્ય પરમ્ નિધાનમ્
વેત્તા અસિ વેદ્યમ્ ચ પરમ્ ચ ધામ ત્વયા તતમ્ વિશ્વમ્ અનન્તરૂપ

| | | | |
|---|---|---|---|
| અનન્ત રૂપ | = હે અનંત રૂપોવાળા ! | ચ | = તથા |
| ત્વમ્ | = આપ | વેત્તા | = સર્વજ્ઞ |
| આદિદેવઃ | = આદિદેવ (અને) | વેદ્યમ્ | = જાણવા યોગ્ય |
| પુરાણઃ | = પુરાણ | ચ | = અને |
| પુરુષઃ | = પુરુષ છો, | પરમ્ | = પરમ |
| ત્વમ્ | = આપ | ધામ | = ધામરૂપ |
| અસ્ય | = આ | અસિ | = છો; |
| વિશ્વસ્ય | = જગતના | ત્વયા | = આપનાથી |
| પરમ્ | = પરમ | વિશ્વમ્ | = (સઘળું) જગત |
| નિધાનમ્ | = આશ્રય, | તતમ્ | = પરિપૂર્ણ છે. |

**વાયુર્યમોઽગ્નિર્વરુણઃ શશાંકઃ પ્રજાપતિસ્ત્વં પ્રપિતામહશ્ચ,**
**નમો નમસ્તેઽસ્તુ સહસ્રકૃત્વઃ પુનશ્ચ ભૂયોઽપિ નમો નમસ્તે. ૩૯**

વાયુઃ યમઃ અગ્નિઃ વરુણઃ શશાંકઃ પ્રજાપતિઃ ત્વમ્ પ્રપિતામહઃ ચ
નમઃ નમઃ તે અસ્તુ સહસ્રકૃત્વઃ પુનઃ ચ ભૂયઃ અપિ નમઃ નમઃ તે

| | | | |
|---|---|---|---|
| વાયુઃ | = વાયુદેવ | ચ | = અને |
| યમઃ | = યમરાજ | પ્રપિતામહઃ | = બ્રહ્માના પણ પિતા |
| અગ્નિઃ | = અગ્નિદેવ | ત્વમ્ | = આપ જ (છો). |
| વરુણઃ | = વરુણદેવ | તે | = આપને |
| શશાંકઃ | = ચંદ્રમા | સહસ્રકૃત્વઃ | = હજારો વાર |
| પ્રજાપતિઃ | = બ્રહ્મા | | |

| | | | |
|---|---|---|---|
| નમઃ નમઃ અસ્તુ | = નમસ્કાર હો- નમસ્કાર હો,- | તે | = આપને |
| | | પુનઃ ચ | = વારંવાર |
| ભૂયઃ | = ફરીથી | નમઃ | = નમસ્કાર હો- |
| અપિ | = પણ | નમઃ | = નમસ્કાર હો! |

**નમઃ પુરસ્તાદથ પૃષ્ઠતસ્તે નમોઽસ્તુ તે સર્વત એવ સર્વ,**
**અનન્તવીર્યામિતવિક્રમસ્ત્વં સર્વં સમાપ્નોષિ તતોઽસિ સર્વઃ.**

નમઃ પુરસ્તાત્ અથ પૃષ્ઠતઃ તે નમઃ અસ્તુ તે સર્વતઃ એવ સર્વ
અનન્તવીર્ય અમિતવિક્રમઃ ત્વમ્ સર્વમ્ સમાપ્નોષિ તતઃ અસિ સર્વઃ

| | | | |
|---|---|---|---|
| સર્વ | = હે સર્વાત્મન્! | અનન્તવીર્ય | = હે અપાર શક્તિવાળા! |
| પુરસ્તાત્ | = આગળ | ત્વમ્ | = આપ |
| અથ | = તથા | | |
| પૃષ્ઠતઃ | = પાછળ (રહેલા) | અમિતવિક્રમઃ | = અપાર પરાક્રમ વાળા છો (તથા) |
| તે | = આપને | સર્વમ્ | = સમસ્ત સંસારને |
| નમઃ | = નમસ્કાર (હો!) | સમાપ્નોષિ | = સમાવીને(વ્યાપીને) રહેલા છો, |
| સર્વતઃએવ | = સઘળે જ રહેલા | તતઃ | = તેથી (આપ) |
| તે | = આપને | સર્વઃ | = સર્વરૂપ |
| નમઃ અસ્તુ | = નમસ્કાર હો! | અસિ | = છો. |

**સખેતિ મત્વા પ્રસભં યદુક્તં હે કૃષ્ણ હે યાદવ હે સખેતિ,**
**અજાનતા મહિમાનં તવેદં મયા પ્રમાદાત્પ્રણયેન વાપિ. ૪૧**

સખા ઇતિ મત્વા પ્રસભમ્ યત્ ઉક્તમ્ હે કૃષ્ણ હે યાદવ હે સખે ઇતિ
અજાનતા મહિમાનમ્ તવ ઇદમ્ મયા પ્રમાદાત્ પ્રણયેન વા અપિ

હે પ્રભો!—

| | | | |
|---|---|---|---|
| સખા | = સખા | તવ | = આપના |
| ઇતિ | = એમ | ઇદમ્ | = આ |
| મત્વા | = માનીને | મહિમાનમ્ | = પ્રભાવને |

| | | | |
|---|---|---|---|
| અજાનતા | = ન જાણનારા | હે યાદવ | = હે યાદવ ! |
| મયા | = મેં | હે સખે | = હે સખા ! |
| પ્રણયેન | = સ્નેહથી | ઇતિ | = એ પ્રકારે |
| વા | = અથવા | પ્રસભમ્ | = રભસથી |
| પ્રમાદાત્ | = પ્રમાદથી | યત્ | = જે (કંઈ) |
| અપિ | = પણ | ઉક્તમ્ | = કહ્યું હોય; |
| હે કૃષ્ણ | = હે કૃષ્ણ ! | | |

**યચ્ચાવહાસાર્થમસત્કૃતોઽસિ વિહારશય્યાસનભોજનેષુ,**
**એકોઽથવાપ્યચ્યુત તત્સમક્ષં તત્ક્ષામયે ત્વામહમપ્રમેયમ્. ૪૨**

યત્ ચ અવહાસાર્થમ્ અસત્કૃત. અસિ વિહારશય્યાસનભોજનેષુ એક: અથવા અપિ અચ્યુત તત્સમક્ષમ્ તત્ ક્ષામયે ત્વામ્ અહમ્ અપ્રમેયમ્

| | | | |
|---|---|---|---|
| ચ | = વળી | યત્ | = જે કંઈ |
| અચ્યુત | = હે અચ્યુત ! | અપિ | = પણ |
| અવહાસાર્થમ્ | = વિનોદ માટે | અસત્કૃત. અસિ | = અપમાન કર્યું હોય |
| વિહારશય્યા-આસન-ભોજનેષુ | = વિહાર, શય્યા, આસન અને ભોજનમાં | તત્ | = તે અપરાધની |
| | | અપ્રમેયમ્ | = અપ્રમેય સ્વરૂપ |
| એક: | = એકલા | ત્વામ્ | = આપની |
| અથવા | = અથવા | અહમ્ | = હું |
| તત્સમક્ષમ્ | = તે તે મિત્રો સમક્ષ | ક્ષામયે | = ક્ષમા માગું છું. |

**પિતાસિ લોકસ્ય ચરાચરસ્ય ત્વમસ્ય પૂજ્યશ્ચ ગુરુર્ગરીયાન્,**
**ન ત્વત્સમોઽસ્ત્યભ્યધિક: કુતોઽન્યો લોકત્રયેઽપ્યપ્રતિમપ્રભાવ.**

પિતા અસિ લોકસ્ય ચરાચરસ્ય ત્વમ્ અસ્ય પૂજ્ય: ચ ગુરુ: ગરીયાન્ ન ત્વત્સમ: અસ્તિ અભ્યધિક: કુત: અન્ય: લોકત્રયે અપિ અપ્રતિમપ્રભાવ

| | | | |
|---|---|---|---|
| અપ્રતિમપ્રભાવ | = હે અનુપમ પ્રભાવવાળા ! | અસ્ય | = આ |
| | | ચરાચરસ્ય | = ચરાચર |
| ત્વમ્ | = આપ | લોકસ્ય | = જગતના |

| | | | |
|---|---|---|---|
| પિતા | = પિતા | ત્વત્સમઃ | = આપના સમાન |
| ગરીયાન્ | = સર્વશ્રેષ્ઠ | અન્યઃ | = બીજો કોઈ |
| ગુરુઃ | = ગુરુ | અપિ | = પણ |
| ચ | = અને | ન અસ્તિ | = નથી (તો) |
| પૂજ્યઃ | = પૂજ્ય | અભ્યધિકઃ | = વધુ મોટો |
| અસિ | = છો, | કુતઃ | = ક્યાંથી હોય ? |
| લોકત્રયે | = ત્રણે લોકોમાં | | |

**તસ્માત્પ્રણમ્ય પ્રણિધાય કાયં પ્રસાદયે ત્વામહમીશમીડ્યમ્,**
**પિતેવ પુત્રસ્ય સખેવ સખ્યુઃ પ્રિયઃ પ્રિયાયાર્હસિ દેવ સોઢુમ્.**

તસ્માત્ પ્રણમ્ય પ્રણિધાય કાયમ્ પ્રસાદયે ત્વામ્ અહમ્ ઈશમ્ ઈડ્યમ્
પિતા ઇવ પુત્રસ્ય સખા ઇવ સખ્યુઃ પ્રિયઃ પ્રિયાયાઃ અર્હસિ દેવ સોઢુમ્

| | | | |
|---|---|---|---|
| તસ્માત્ | = તેથી | ઇવ | = જેમ |
| અહમ્ | = હું | પુત્રસ્ય | = પુત્રના, |
| કાયમ્ | = શરીરને | સખા | = મિત્ર |
| પ્રણિધાય | = દંડવત્ કરી | ઇવ | = જેમ |
| પ્રણમ્ય | = નમસ્કાર કરી | સખ્યુઃ | = મિત્રના, |
| ઈડ્યમ્ | = સ્તુતિ કરવા યોગ્ય | પ્રિયઃ | = પતિ (જેમ) |
| ઈશમ્ | = જગન્નિયંતાને | પ્રિયાયાઃ | = પ્રિય સ્ત્રીના, (તેમ આપ મારા અપરાધને) |
| ત્વામ્ | = આપને | | |
| પ્રસાદયે | = પ્રસન્ન થવા પ્રાર્થના કરું છું. | સોઢુમ્ | = ક્ષમા કરવા |
| દેવ | = હે દેવ ! | અર્હસિ | = યોગ્ય છો. |
| પિતા | = પિતા | | |

**અદૃષ્ટપૂર્વં હૃષિતોઽસ્મિ દૃષ્ટ્વા ભયેન ચ પ્રવ્યથિતં મનો મે,**
**તદેવ મે દર્શય દેવ રૂપં પ્રસીદ દેવેશ જગન્નિવાસ. ૪૫**

અદૃષ્ટપૂર્વમ્ હૃષિતઃ અસ્મિ દૃષ્ટ્વા ભયેન ચ પ્રવ્યથિતમ્ મનઃ મે
તત્ એવ મે દર્શય દેવ રૂપમ્ પ્રસીદ દેવેશ જગન્નિવાસ

અદૃષ્ટપૂર્વમ્ = પહેલાં ન જોયેલા આપના આ વિશ્વ-રૂપને
દૃષ્ટ્વા = જોઈ
હૃષિતઃ અસ્મિ = હર્ષિત થયો છું
ચ = તથા
ભયેન = ભયથી
મે = મારું
મનઃ = મન
પ્રવ્યથિતમ્ = અતિ વ્યાકુળ થયું છે. (માટે)
દેવેશ = હે દેવેશ !
જગન્નિવાસ = હે જગન્નિવાસ !
પ્રસીદ = પ્રસન્ન થાઓ (અને)
દેવ = હે દેવ !
મે = મને
તત્ = તે (ચતુર્ભુજ)
રૂપમ્ એવ = રૂપનું જ
દર્શય = દર્શન કરાવો.

**કિરીટિનં ગદિનં ચક્રહસ્તમિચ્છામિ ત્વાં દ્રષ્ટુમહં તથૈવ,**
**તેનૈવ રૂપેણ ચતુર્ભુજેન સહસ્રબાહો ભવ વિશ્વમૂર્તે. ૪૬**

કિરીટિનમ્ ગદિનમ્ ચક્રહસ્તમ્ ઇચ્છામિ ત્વામ્ દ્રષ્ટુમ્ અહમ્ તથા
એવ તેન એવ રૂપેણ ચતુર્ભુજેન સહસ્રબાહો ભવ વિશ્વમૂર્તે

સહસ્રબાહો = હે સહસ્રબાહો !
વિશ્વમૂર્તે = હે વિશ્વમૂર્તે !
અહમ્ = હું
તેન એવ = તે જ
ચતુર્ભુજેન = ચતુર્ભુજ
રૂપેણ = રૂપે
ત્વામ્ = આપને
કિરીટિનમ્ = મુકુટ ધારણ કરેલા
ગદિનમ્ ચક્રહસ્તમ્ = ગદા તથા ચક્ર હાથમાં ધારણ કરેલા
દ્રષ્ટુમ્ = જોવાને
ઇચ્છામિ = ઇચ્છું છું;
તથા એવ = (માટે) તેવા રૂપે જ
ભવ = થાઓ.

શ્રી ભગવાનુવાચ

**મયા પ્રસન્નેન તવાર્જુનેદં રૂપં પરં દર્શિતમાત્મયોગાત્,**
**તેજોમયં વિશ્વમનન્તમાદ્યં યન્મે ત્વદન્યેન ન દૃષ્ટપૂર્વમ્. ૪૭**

મયા પ્રસન્નેન તવ અર્જુન ઇદમ્ રૂપમ્ પરમ્ દર્શિતમ્ આત્મયોગાત્
તેજોમયમ્ વિશ્વમ્ અનન્તમ્ આદ્યમ્ યત્ મે ત્વદન્યેન ન દૃષ્ટપૂર્વમ્.

| | | | |
|---|---|---|---|
| અર્જુન | = હે અર્જુન ! | પરમ્ | = પરમ |
| પ્રસન્નેન | = પ્રસન્ન થયેલા | વિશ્વમ્ | = વિરાટ |
| મયા | = મેં | રૂપમ્ | = રૂપ |
| આત્મયોગાત્ | = મારી યોગશક્તિના પ્રભાવથી | તવ | = તને |
| મે | = મારું | દર્શિતમ્ | = દેખાડ્યું છે, |
| ઇદમ્ | = આ | યત્ | = જે રૂપ |
| તેજોમયમ્ | = તેજોમય | ત્વદન્યેન | = તારા સિવાય (બીજા કોઈએ) |
| આદ્યમ્ | = જગતના કારણરૂપ | | |
| અનન્તમ્ | = (અને) સીમા રહિત | ન દષ્ટપૂર્વમ્ | = પહેલાં જોયું નથી. |

**ન વેદયજ્ઞાધ્યયનૈર્ન દાનૈર્ન ચ ક્રિયાભિર્ન તપોભિરુગ્રૈઃ,**
**એવંરૂપઃ શક્ય અહં નૃલોકે દ્રષ્ટું ત્વદન્યેન કુરુપ્રવીર. ૪૮**

ન વેદયજ્ઞાધ્યયનૈઃ ન દાનૈઃ ન ચ ક્રિયાભિઃ ન તપોભિઃ ઉગ્રૈઃ
એવંરૂપઃ શક્યઃ અહમ્ નૃલોકે દ્રષ્ટુમ્ ત્વદન્યેન કુરુપ્રવીર

| | | | |
|---|---|---|---|
| કુરુપ્રવીર | = હે અર્જુન ! | ચ | = કે |
| નૃલોકે | = મનુષ્ય લોકમાં | ઉગ્રૈઃ | = ઉગ્ર |
| એવંરૂપઃ | = એવા વિશ્વરૂપવાળો | તપોભિઃ | = તપથી (પણ) |
| અહમ્ | = હું | | |
| ન વેદયજ્ઞાધ્યયનૈઃ | = ન યજ્ઞો તથા વેદોના અધ્યયનથી | ત્વદન્યેન | = તારા સિવાય બીજા કોઈથી |
| ન દાનૈઃ | = ન દાનથી | દ્રષ્ટુમ્ | = જોવાને |
| ન ક્રિયાભિઃ | = ન પુણ્યકર્મોથી | ન શક્યઃ | = શક્ય નથી; |

**મા તે વ્યથા મા ચ વિમૂઢભાવો દૃષ્ટ્વા રૂપં ઘોરમીદૃઙ્મમેદં,**
**વ્યપેતભીઃ પ્રીતમનાઃ પુનસ્ત્વં તદેવ મે રૂપમિદં પ્રપશ્ય. ૪૯**

મા તે વ્યથા મા ચ વિમૂઢભાવઃ દૃષ્ટ્વા રૂપમ્ ઘોરમ્ ઈદૃક્ મમ ઇદમ્
વ્યપેતભીઃ પ્રીતમનાઃ પુનઃ ત્વમ્ તત્ એવ મે રૂપમ્ ઇદમ્ પ્રપશ્ય

વાસ્તે :—

| | | | |
|---|---|---|---|
| ઈદૃક્ | = આવું | ઘોરમ્ | = ભયંકર |

| | | | |
|---|---|---|---|
| મમ | = મારું | વ્યપેતભી: | = ભય રહિત |
| ઇદમ્ | = આ | પ્રીતમના: | = પ્રસન્ન મનવાળો થઈ |
| રૂપમ્ | = રૂપ | ત્વમ્ | = તું |
| દૃષ્ટ્વા | = જોઈ | પુન: | = ફેરી |
| તે | = તને | તત્ એવ | = તે જ |
| મા વ્યથા | = પીડા ન થાઓ | મે | = મારા |
| ચ | = તથા | ઇદમ્ | = આ (ચતુર્ભુજ) |
| વિમૂઢભાવ | = વ્યાકુળતા (પણ) | રૂપમ્ | = રૂપને |
| મા | = ન થાઓ. (પરંતુ) | પ્રપશ્ય | = જો. |

સંજય ઉવાચ

**ઇત્યર્જુનં વાસુદેવસ્તથોક્ત્વા સ્વકં રૂપં દર્શયામાસ ભૂયઃ,**
**આશ્વાસયામાસ ચ ભીતમેનં ભૂત્વા પુનઃ સૌમ્યવપુર્મહાત્મા.**

ઇતિ અર્જુનમ્ વાસુદેવ તથા ઉક્ત્વા સ્વકમ્ રૂપમ્ દર્શયામાસ ભૂયઃ
આશ્વાસયામાસ ચ ભીતમ્ એનમ્ ભૂત્વા પુનઃ સૌમ્યવપુઃ મહાત્મા

| | | | |
|---|---|---|---|
| વાસુદેવ | = વાસુદેવ ભગવાને | ચ | = અને |
| અર્જુનમ્ | = અર્જુનને | પુન: | = ફરીથી |
| ઇતિ | = એમ | સૌમ્યવપુ | = સૌમ્ય શરીરવાળા |
| ઉક્ત્વા | = કહીને | મહાત્મા | = મહાત્મા |
| સ્વકમ્ | = પોતાનું | ભૂત્વા | = થઈને |
| તથા | = તેવુ | ભીતમ્ | = ભય પામેલા |
| રૂપમ્ | = ચતુર્ભુજ રૂપ | એનમ્ | = એને |
| ભૂય | = ફરીથી | આશ્વા-સયામાસ | = આશ્વાસન આપ્યુ. |
| દર્શયામાસ | = દેખાડયું, | | |

અર્જુન ઉવાચ

**દૃષ્ટ્વેદં માનુષં રૂપં તવ સૌમ્યં જનાર્દન,**
**ઇદાનીમસ્મિ સંવૃત્તઃ સચેતાઃ પ્રકૃતિં ગતઃ. ૫૧**

દૃષ્ટ્વા ઇદમ્ માનુષમ્ રૂપમ્ તવ સૌમ્યમ્ જનાર્દન
ઇદાનીમ્ અસ્મિ સંવૃત્તઃ સચેતાઃ પ્રકૃતિમ્ ગતઃ

| | | | |
|---|---|---|---|
| જનાર્દન | = હે જનાર્દન ! | દૃષ્ટ્વા | = જોઈ |
| તવ | = આપના | ઇદાનીમ્ | = હવે (હું) |
| ઇદમ્ | = આ | પ્રકૃતિમ્ ગતઃ | = સ્વસ્થ થઈ |
| સૌમ્યમ્ | = અતિ શાંત | સચેતાઃ | = સચેત |
| માનુષમ્ | = મનુષ્ય | સંવૃત્તઃ અસ્મિ | = થયો છું. |
| રૂપમ્ | = રૂપને | | |

શ્રી ભગવાનુવાચ

**સુદુર્દર્શમિદં રૂપં દૃષ્ટવાનસિ યન્મમ,**
**દેવા અપ્યસ્ય રૂપસ્ય નિત્યં દર્શનકાઙ્ક્ષિણઃ. ૫૨**

સુદુર્દર્શમ્ ઇદમ્ રૂપમ્ દૃષ્ટવાન્ અસિ યત્ મમ
દેવાઃ અપિ અસ્ય રૂપસ્ય નિત્યમ્ દર્શનકાઙ્ક્ષિણઃ

| | | | |
|---|---|---|---|
| મમ | = મારું | દેવાઃ | = દેવો |
| યત્ | = જે | અપિ | = પણ |
| ઇદમ્ | = આ | નિત્યમ્ | = સદા |
| રૂપમ્ | = વિશ્વરૂપ | અસ્ય | = આ |
| દૃષ્ટવાનસિ | = (તેં) જોયું છે | રૂપસ્ય | = રૂપના |
| સુદુર્દર્શમ્ | = (તે) જોવું અતિ દુર્લભ છે; | દર્શન-કાઙ્ક્ષિણઃ | = દર્શનની ઇચ્છાવાળા (હોય છે.) |

**નાહં વેદૈર્ન તપસા ન દાનેન ન ચેજ્યયા,**
**શક્ય એવંવિધો દ્રષ્ટું દૃષ્ટવાનસિ માં યથા. ૫૩**

ન અહમ્ વેદૈઃ ન તપસા ન દાનેન ન ચ ઇજ્યયા
શક્યઃ એવંવિધઃ દ્રષ્ટુમ્ દૃષ્ટવાન્ અસિ મામ્ યથા

| | | | |
|---|---|---|---|
| યથા | = જેવો | દૃષ્ટવાનસિ | = જોયો છે, |
| મામ્ | = મને (તેં) | એવંવિધઃ | = એવા સ્વરૂપવાળો |

| | | | |
|---|---|---|---|
| અહમ્ | = હું | ચ | = તેમ જ |
| ન વેદૈઃ | = ન વેદો વડે | ઇજ્યયા | = યજ્ઞ વડે (પણ) |
| ન તપસા | = ન તપ વડે | દ્રષ્ટુમ્ | = જોવાને |
| ન દાનેન | = ન દાન વડે | ન શક્યઃ | = શક્ય નથી. |

**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન,**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરંતપ. ૫૪**

ભક્ત્યા તુ અનન્યયા શક્યઃ અહમ્ એવંવિધઃ અર્જુન
જ્ઞાતુમ્ દ્રષ્ટુમ્ ચ તત્ત્વેન પ્રવેષ્ટુમ્ ચ પરંતપ

| | | | |
|---|---|---|---|
| તુ | = પરંતુ | તત્ત્વેન | = વાસ્તવિક |
| પરંતપ | = હે પરંતપ ! | જ્ઞાતુમ્ | = જાણવાને |
| અર્જુન | = હે અર્જુન ! | ચ | = તથા |
| અનન્યયા | = અનન્ય | દ્રષ્ટુમ્ | = સાક્ષાત્કાર કરવાને |
| ભક્ત્યા | = ભક્તિ વડે | ચ | = અને |
| એવંવિધઃ | = એવા વિશ્વરૂપવાળો | પ્રવેષ્ટુમ્ | = પ્રાપ્ત થવા માટે |
| અહમ્ | = હું, | શક્યઃ | = શક્ય છું. |

**મત્કર્મકૃન્મત્પરમો મદ્‌ભક્તઃ સંગવર્જિતઃ,**
**નિર્વૈરઃ સર્વભૂતેષુ યઃ સ મામેતિ પાણ્ડવ. ૫૫**

મત્કર્મકૃત્ મત્પરમઃ મદ્‌ભક્તઃ સંગવર્જિતઃ
નિર્વૈરઃ સર્વભૂતેષુ યઃ સઃ મામ્ એતિ પાણ્ડવ

| | | | |
|---|---|---|---|
| પાણ્ડવ | = હે અર્જુન ! | મત્પરમઃ | = મમ પરાયણ |
| યઃ | = જે | સર્વભૂતેષુ | = (તથા) સઘળાં પ્રાણીઓમાં |
| મદ્‌ભક્તઃ | = મારો ભક્ત | નિર્વૈરઃ | = વૈરભાવથી રહિત (છે), |
| સંગવર્જિતઃ | = (સંસારમાં) આસક્તિ રહિત | સઃ | = તે (પુરુષ) |
| મત્કર્મકૃત્ | = મારે માટે કર્મો કરનારો, | મામ્ | = મને (જ) |
| | | એતિ | = પામે છે. |

ૐ તત્સદિતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે
શ્રીકૃષ્ણાર્જુનસંવાદે વિશ્વરૂપદર્શનયોગો નામૈકાદશોઽધ્યાય : ૧૧

# અધ્યાય ૧૨ મો

અર્જુન ઉવાચ

**એવં સતતયુક્તા યે ભક્તાસ્ત્વાં પર્યુપાસતે,**
**યે ચાપ્યક્ષરમવ્યક્તં તેષાં કે યોગવિત્તમાઃ. ૧**

એવમ્ સતતયુક્તાઃ યે ભક્તાઃ ત્વામ્ પર્યુપાસતે
યે ચ અપિ અક્ષરમ્ અવ્યક્તમ્ તેષામ્ કે યોગવિત્તમાઃ

| | | | |
|---|---|---|---|
| એવમ્ | = એ રીતે | યે અપિ | = જે કોઈ |
| સતતયુક્તાઃ | = નિરંતર ધ્યાનમાં રહેનારા | અવ્યક્તમ્ | = (આપના) નિરાકાર |
| યે | = જે | અક્ષરમ્ | = પરબ્રહ્મ સ્વરૂપને (ઉપાસે છે) |
| ભક્તાઃ | = ભક્તો | તેષામ્ | = તે (બે પ્રકારના) ભક્તોમાં |
| ત્વામ્ | = (સગુણરૂપે) આપને | યોગવિત્તમાઃ | = અતિ ઉત્તમ યોગવેત્તા |
| પર્યુપાસતે | = સર્વ ભાવે ઉપાસે છે | કે | = કોણ (છે) ? |
| ચ | = તથા | | |

શ્રી ભગવાનુવાચ

**મય્યાવેશ્ય મનો યે માં નિત્યયુક્તા ઉપાસતે,**
**શ્રદ્ધયા પરયોપેતાસ્તે મે યુક્તતમા મતાઃ. ૨**

મયિ. આવેશ્ય મનઃ યે મામ્ નિત્યયુક્તાઃ ઉપાસતે
શ્રદ્ધયા પરયા ઉપેતાઃ તે મે યુક્તતમાઃ મતાઃ

| | | | |
|---|---|---|---|
| મનઃ | = મનને | યે | = જે (ભક્તો) |
| મયિ | = મારામાં | પરયા | = પરમ |
| આવેશ્ય | = એકાગ્ર કરીને | શ્રદ્ધયા | = શ્રદ્ધા વડે |
| નિત્યયુક્તાઃ | = નિત્ય પરાયણ | ઉપેતાઃ | = યુક્ત થઈને |

મયિ એવ મનઃ આધત્સ્વ મયિ બુદ્ધિમ્ નિવેશય
નિવસિષ્યસિ મયિ એવ અતઃ ઊર્ધ્વમ્ ન સંશયઃ

માટે.—

| | | | |
|---|---|---|---|
| મનઃ | = મનને | અતઃ ઊર્ધ્વમ્ | = એ પછી (એમ કરવાથી તું) |
| મયિ | = મારામાં | મયિ | = મારામાં |
| એવ | = જ | એવ | = જ |
| આધત્સ્વ | = સ્થિર કર (અને) | નિવસિષ્યસિ | = વાસ (એમાં) પામીશ |
| બુદ્ધિમ્ | = બુદ્ધિને | સંશયઃ ન | = સંશય નથી. |
| મયિ | = મારામાં | | |
| નિવેશય | = પરોવ. | | |

**અથ ચિત્તં સમાધાતું ન શક્નોષિ મયિ સ્થિરમ્,**
**અભ્યાસયોગેન તતો મામિચ્છાપ્તું ધનંજય. ૯**

અથ ચિત્તમ્ સમાધાતુમ્ ન શક્નોષિ મયિ સ્થિરમ્
અભ્યાસયોગેન તતઃ મામ્ ઇચ્છ આપ્તુમ્ ધનંજય

| | | | |
|---|---|---|---|
| ધનંજય | = હે ધનંજય ! | તતઃ | = તો |
| અથ | = અગર જો (તું) | અભ્યાસયોગેન | = અભ્યાસયોગવડે+ |
| મયિ | = મારામાં | મામ્ | = મને |
| ચિત્તમ્ | = મનને | આપ્તુમ્ | = મેળવવાને |
| સ્થિરમ્ | = સ્થિર | ઇચ્છ | = ઇચ્છા કર (યત્ન કર). |
| સમધાતુમ્ | = સ્થાપિત કરવાને | | |
| ન શક્નોષિ | = સમર્થ ન હોય | | |

**અભ્યાસેઽપ્યસમર્થોઽસિ મત્કર્મપરમો ભવ,**
**મદર્થમપિ કર્માણિ કુર્વન્સિદ્ધિમવાપ્સ્યસિ. ૧૦**

+ પરમેશ્વરના અપાર ગુણ, મહિમા ઇત્યાદિનું ચિંતન, કીર્તન, શ્રવણ, અન્યોન્ય પ્રબોધન તથા ભગવદ્‌વિષયક ગ્રંથોનું પઠન-પાઠન ઇત્યાદિ જો કાળજીપૂર્વક અને લૌકિક કામના વિના કરાય, તો તે પણ અભ્યાસયોગ જ છે.

અભ્યાસે અપિ અસમર્થઃ અસિ મત્કર્મપરમઃ ભવ
મદર્થમ્ અપિ કર્માણિ કુર્વન્ સિદ્ધિમ્ અવાપ્સ્યસિ

અગર'—

| | | | |
|---|---|---|---|
| અભ્યાસે | = અભ્યાસમાં | ભવ | = થા. |
| અપિ | = પણ | મદર્થમ્ | = મારે માટે |
| અસમર્થઃ અસિ | = {અસમર્થ હોય, (તો તું) | કર્માણિ | = કર્મો (ભાગવતધર્મો) |
| મત્કર્મ-પરમઃ | = {મારાં કર્મ (શ્રવણાદિ ભાગવત-ધર્મ)પરાયણ | કુર્વન્ અપિ | = {કરતો (આચરતો) પણ |
| | | સિદ્ધિમ્ | = મોક્ષરૂપ સિદ્ધિને |
| | | અવાપ્સ્યસિ | = પામીશ. |

**અથૈતદપ્યશક્તોઽસિ કર્તું મદ્યોગમાશ્રિતઃ,**
**સર્વકર્મફલત્યાગં તતઃ કુરુ યતાત્મવાન્.** ૧૧

અથ એતત્ અપિ અશક્તઃ કર્તુમ્ મદ્યોગમ્ આશ્રિતઃ
સર્વકર્મફલત્યાગમ્ તતઃ કુરુ યતાત્મવાન્

| | | | |
|---|---|---|---|
| અથ | = અગર | મદ્યોગમ્ આશ્રિતઃ | = {મારા યોગને આશ્રય કરીને (મારું શરણ લઈ સર્વ કર્મો મને અર્પણ કરી) |
| એતત્ | = એ (ભાગવતધર્મો) | | |
| અપિ | = પણ | | |
| કર્તુમ્ | = કરવાને (આચરવાને) | | |
| અશક્તઃ, અસિ | = અસક્ત હોય, | સર્વકર્મફલ ત્યાગમ્ | = {સર્વ કર્મોના ફળનો ત્યાગ |
| તતઃ | = તો | | |
| યતાત્મવાન્ | = મન-ઇંદ્રિયો જીતીને | કુરુ | = કર. × |

**શ્રેયો હિ જ્ઞાનમભ્યાસાજ્જ્ઞાનાદ્ધ્યાનં વિશિષ્યતે,**
**ધ્યાનાત્કર્મફલત્યાગસ્ત્યાગાચ્છાન્તિરનન્તરમ્.** ૧૨

શ્રેયઃ હિ જ્ઞાનમ્ અભ્યાસાત્ જ્ઞાનાત્ ધ્યાનમ્ વિશિષ્યતે
ધ્યાનાત્ કર્મફલત્યાગઃ ત્યાગાત્ શાન્તિઃ અનન્તરમ્

× આ આઠ શ્લોકમાં ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરવાનાં સાધનો જણાવ્યાં છે.

| | | | |
|---|---|---|---|
| હિ | = કેમકે | ધ્યાનાત્ | = ધ્યાન કરતાં |
| અભ્યાસાત્ | = અભ્યાસ કરતાં | કર્મફલ-ત્યાગ: | = કર્મફળનો ત્યાગ (શ્રેષ્ઠ છે; કારણ કે) |
| જ્ઞાનમ્ | = (પરોક્ષ) જ્ઞાન | ત્યાગાત્ | = ત્યાગથી |
| શ્રેય: | = શ્રેષ્ઠ (છે,) | અનન્તરમ્ | = તત્કાળ જ |
| જ્ઞાનાત્ | = જ્ઞાન કરતાં | શાન્તિ: | = શાન્તિ (મળે છે.) |
| ધ્યાનમ્ | = ધ્યાન | | |
| વિશિષ્યતે | = શ્રેષ્ઠ છે; (તથા) | | |

**અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્રઃ કરુણ એવ ચ,**
**નિર્મમો નિરહંકારઃ સમદુઃખસુખઃ ક્ષમી. ૧૩**

અદ્વેષ્ટા સર્વભૂતાનામ્ મૈત્રઃ કરુણઃ એવ ચ
નિર્મમઃ નિરહંકારઃ સમદુઃખસુખઃ ક્ષમી

| | | | |
|---|---|---|---|
| સર્વભૂતાનામ્ અદ્વેષ્ટા | = પ્રાણીમાત્રનો દ્વેષ ન કરનાર | નિર્મમઃ | = મમતા રહિત, |
| મૈત્રઃ એવ | = સૌનો જ મિત્ર | નિરહંકારઃ | = અહંકાર રહિત, |
| ચ | = તથા | સમદુઃખસુખઃ | = સુખદુઃખમાં સમભાવવાળો (અને) |
| કરુણઃ | = કરુણાવાળો | ક્ષમી | = ક્ષમાવાળો; |

**સંતુષ્ટઃ સતતં યોગી યતાત્મા દૃઢનિશ્ચયઃ,**
**મય્યર્પિતમનોબુદ્ધિર્યો મદ્‌ભક્તઃ સ મે પ્રિયઃ. ૧૪**

સંતુષ્ટઃ સતતમ્ યોગી યતાત્મા દૃઢનિશ્ચયઃ
મયિ અર્પિતમનોબુદ્ધિઃ યઃ મદ્‌ભક્તઃ સઃ મે પ્રિયઃ

તથાઃ—

| | | | |
|---|---|---|---|
| સતતમ્ | = નિરંતર | દૃઢનિશ્ચયઃ | = દૃઢનિશ્ચયવાળો |
| સંતુષ્ટઃ | = સંતોષ પામેલો, | મયિ | = મારામાં |
| યતાત્મા | = મન અને ઇંદ્રિયો સહિત શરીરને વશ રાખનારો | અર્પિતમનોબુદ્ધિઃ | = મન, બુદ્ધિ અર્પણ કરનારો |
| યોગી | = યોગી, | યઃ | = જે |

| | | | |
|---|---|---|---|
| મદ્ભક્તઃ | = મારો ભક્ત (છે) | મે | = મને |
| સઃ | = તે | પ્રિયઃ | = પ્રિય (છે.) |

**યસ્માન્નોદ્વિજતે લોકો લોકાન્નોદ્વિજતે ચ યઃ,**
**હર્ષામર્ષભયોદ્વેગૈર્મુક્તો યઃ સ ચ મે પ્રિયઃ. ૧૫**

યસ્માત્ ન ઉદ્વિજતે લોકઃ લોકાત્ ન ઉદ્વિજતે ચ યઃ
હર્ષામર્ષભયોદ્વેગૈઃ મુક્તઃ યઃ સઃ ચ મે પ્રિયઃ

વળી :—

| | | | |
|---|---|---|---|
| યસ્માત્ | = જેનાથી | અમર્ષ | = મત્સર (પારકાની ઉન્નતિને સહન ન કરવી તે.) |
| લોકઃ | = કોઈ પણ પ્રાણી | ભય | = ભય (અને) |
| ન ઉદ્વિજતે | = સંતાપ પામતુ નથી, | ઉદ્વેગૈઃ | = ઉદ્વેગથી |
| ચ | = તથા | મુક્તઃ | = રહિત (છે) |
| યઃ | = જે (પોતે) | સઃ | = તે (ભક્ત) |
| લોકાત્ | = કોઈ પણ પ્રાણીથી | મે | = મને |
| ન ઉદ્વિજતે | = ઉદ્વેગ પામતો નથી | પ્રિયઃ | = પ્રિય છે. |
| ચ | = અને | | |
| યઃ | = જે | | |
| હર્ષ | = હર્ષ | | |

**અનપેક્ષઃ શુચિર્દક્ષ ઉદાસીનો ગતવ્યથઃ,**
**સર્વારંભપરિત્યાગી યો મદ્ભક્તઃ સ મે પ્રિયઃ. ૧૬**

અનપેક્ષઃ શુચિઃ દક્ષઃ ઉદાસીનઃ ગતવ્યથઃ
સર્વારંભપરિત્યાગી યઃ મદ્ભક્તઃ સઃ મે પ્રિયઃ

તથા :—

| | | | |
|---|---|---|---|
| અનપેક્ષઃ | = મારા સિવાય બીજા કોઈની ઇચ્છા ન રાખનાર | ઉદાસીનઃ | = તટસ્થ રહેનાર (તથા) |
| શુચિઃ | = પવિત્ર | ગતવ્યથઃ | = દુઃખોથી છૂટેલો |
| દક્ષઃ | = ચતુર | સર્વારંભ-પરિત્યાગી | = સર્વ આરંભોનો ત્યાગ કરનારો |
| | | યઃ | = જે |

| | | | |
|---|---|---|---|
| મદ્ભક્તઃ | = મારો ભક્ત (છે) | મે | = મને |
| સઃ | = તે | પ્રિયઃ | = પ્રિય (છે) |

**યો ન હૃષ્યતિ ન દ્વેષ્ટિ ન શોચતિ ન કાઙ્ક્ષતિ,**
**શુભાશુભપરિત્યાગી ભક્તિમાન્યઃ સ મે પ્રિયઃ. ૧૭**

યઃ ન હૃષ્યતિ ન દ્વેષ્ટિ ન શોચતિ ન કાઙ્ક્ષતિ
શુભાશુભપરિત્યાગી ભક્તિમાન્ યઃ સઃ મે પ્રિયઃ

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે (શુભ પ્રાપ્તિમાં) | ભક્તિમાન્ | = ભક્ત |
| ન હૃષ્યતિ | = હર્ષ પામતો નથી, (અશુભ પ્રાપ્તિમાં) | શુભાશુભ-પરિત્યાગી | = શુભ-અશુભમાં સ્પૃહા રહિત (છે) |
| ન દ્વેષ્ટિ | = દ્વેષ કરતો નથી, | સઃ | = તે |
| ન શોચતિ | = શોક કરતો નથી, | મે | = મને |
| ન કાંક્ષતિ | = ઇચ્છા કરતો નથી, | પ્રિયઃ | = પ્રિય (છે.) |
| યઃ | = (તથા) જે | | |

**સમઃ શત્રૌ ચ મિત્રે ચ તથા માનાપમાનયોઃ,**
**શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ સઙ્ગવિવર્જિતઃ. ૧૮**

સમઃ શત્રૌ ચ મિત્રે ચ તથા માનાપમાનયોઃ
શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ સઙ્ગવિવર્જિતઃ

| | | | |
|---|---|---|---|
| ચ | = વળી (જે પુરુષ) | સમઃ | = સમાન (રહે છે) |
| શત્રૌ | = શત્રુમાં | તથા | = તથા |
| ચ | = અને | શીતોષ્ણ-સુખદુઃખેષુ | = ટાઢતડકા અને સુખદુઃખાદિ દ્વન્દ્વોમાં |
| મિત્રે | = મિત્રમા | | |
| ચ | = તથા | સમઃ | = સમાન (રહે છે)(તથા) |
| માનાપ-માનયોઃ | = માન અને અપમાનમાં | સંગવિવ-ર્જિતઃ | = સર્વત્ર આસક્તિ રહિત (છે.) |

**તુલ્યનિન્દાસ્તુતિર્મૌની સંતુષ્ટો યેન કેનચિત્,**
**અનિકેતઃ સ્થિરમતિર્ભક્તિમાન્મે પ્રિયો નરઃ. ૧૯**

તુલ્યનિન્દાસ્તુતિઃ મૌની સંતુષ્ટઃ યેન કેનચિત્
અનિકેતઃ સ્થિરમતિઃ ભક્તિમાન્ મે પ્રિયઃ નરઃ

| | | | |
|---|---|---|---|
| તુલ્યનિંદા-સ્તુતિઃ | =નિંદા અને સ્તુતિ-માં સમાન રહેનારો | અનિકેતઃ | =ઘરમાં મમતા રહિત છે, તે |
| મૌની | = મનનશીલ | સ્થિરમતિઃ | = સ્થિરબુદ્ધિવાળો |
| યેન કેનચિત્ | =અનાયાસે મળેલી જે કોઈ વસ્તુથી | ભક્તિમાન્ | = ભક્ત |
| | | નરઃ | = પુરુષ |
| સંતુષ્ટઃ | =સંતોષ પામનારો (અને) | મે | = મને |
| | | પ્રિયઃ | = પ્રિય (છે).× |

**યે તુ ધર્મ્યામૃતમિદં યથોક્તં પર્યુપાસતે,**
**શ્રદ્દધાના મત્પરમા ભક્તાસ્તેઽતીવ મે પ્રિયાઃ. ૨૦**

યે તુ ધર્મ્યામૃતમ્ ઇદમ્ યથા ઉક્તમ્ પર્યુપાસતે
શ્રદ્દધાનાઃ મત્પરમાઃ ભક્તાઃ તે અતીવ મે પ્રિયાઃ

| | | | |
|---|---|---|---|
| યે તુ | = જે કોઈ | યથા ઉક્તમ્ | =કહ્યા પ્રમાણે |
| ભક્તાઃ | = ભક્તો | પર્યુપાસતે | = સેવન કરે છે |
| શ્રદ્ધાનાઃ | = શ્રદ્ધાવાળા (અને) | તે | = તેઓ |
| મત્પરમાઃ | = મમપરાયણ થઈ | મે | = મને |
| ઇદમ્ | = આ | અતીવ | = અતિશય |
| ધર્મ્યામૃતમ્ | =ધર્મમય અમૃતને | પ્રિયાઃ | = પ્રિય (છે.) |

ૐ તત્સદિતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં
યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે ભક્તિયોગો
નામ દ્વાદશોઽધ્યાયઃ ૧૨

× ઉપર જણાવેલા લક્ષણોવાળા આઠે પ્રકારના ભક્તોમાં દરેકને ઉત્તમ જ સમજવા. એ ધર્મામૃતને જાણીને માત્ર વાતો અને દેખાવમાં ઊતરવાથી સર્વજ્ઞ ઈશ્વર ઠગાતો નથી; કદાચ દુનિયા અંજાઈ જાય, તો તે પણ સદાકાળ ઠગાયેલી રહેતી નથી.

# અધ્યાય ૧૩ મો*

શ્રી ભગવાનુવાચ

**ઇદં શરીરં કૌન્તેય ક્ષેત્રમિત્યભિધીયતે,**
**એતદ્યો વેત્તિ તં પ્રાહુઃ ક્ષેત્રજ્ઞ ઇતિ તદ્વિદઃ.** ૧

ઇદમ્ શરીરમ્ કૌન્તેય ક્ષેત્રમ્ ઇતિ અભિધીયતે
એતત્ યઃ વેત્તિ તમ્ પ્રાહુઃ ક્ષેત્રજ્ઞઃ ઇતિ તદ્વિદઃ

| | | | |
|---|---|---|---|
| કૌન્તેય | = હે અર્જુન! | એતત્ | = એ(ક્ષેત્ર)ને |
| ઇદમ્ | = આ | વેત્તિ | = જાણે છે |
| શરીરમ્ | = શરીર | તમ્ | = તેને |
| ક્ષેત્રમ્ | = ક્ષેત્ર× (છે) | તદ્વિદઃ | = તત્ત્વવેત્તાઓ |
| ઇતિ | = એમ | ક્ષેત્રજ્ઞઃ | = ક્ષેત્રજ્ઞ |
| અભિધીયતે | = કહેવાય છે (અને) | ઇતિ | = એમ |
| યઃ | = જે — | પ્રાહુઃ | = કહે છે. |

**ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત,**
**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોર્જ્ઞાનં યત્તજ્જ્ઞાનં મતં મમ.** ૨

ક્ષેત્રજ્ઞમ્ ચ અપિ મામ્ વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત
ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ જ્ઞાનમ્ યત્ તત્ જ્ઞાનમ્ મતમ્ મમ

---

* સાતમા અધ્યાયમાં અપરા તથા પરા એવી બે પ્રકૃતિઓ કહેલી છે; તે બે પ્રકૃતિઓને પ્રકૃતિ અને પુરુષ અથવા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ પણ કહે છે. અહીં હવે એ બંને પ્રકૃતિઓનું સ્વરૂપ વિસ્તારથી કહે છે.

× જેવી રીતે ખેતરમાં વાવેલાં બીજોનાં તેને અનુકૂળ ફળ સમય પાકયે પ્રકટ થાય છે, તેવી રીતે જ આમાં વાવેલાં કર્મોના સંસ્કારરૂપ બીજોનાં ફળ પણ યોગ્ય વખત થયે પ્રકટ થાય છે. એટલા માટે એનું નામ ક્ષેત્ર એવું કહેલ છે.

| | | | |
|---|---|---|---|
| ચ | = વળી | ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ | = ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ-ના જુદાપણાનું |
| ભારત | = હે અર્જુન ! | યત્ | = જે |
| સર્વક્ષેત્રેષુ | = સઘળાં શરીરોમાં | જ્ઞાનમ્ | = જ્ઞાન (છે) |
| ક્ષેત્રજ્ઞમ્ | = ક્ષેત્રજ્ઞ (આત્મા) | તત્ | = તે (જ) |
| અપિ | = પણ | જ્ઞાનમ્ | = 'જ્ઞાન' છે (એવો) |
| મામ્ | = મને જ | મમ | = મારો |
| વિદ્ધિ | = જાણ (અને) | મતમ્ | = મત (છે). |

**તત્ક્ષેત્રં યચ્ચ યાદૃક્ચ યદ્વિકારિ યતશ્ચ યત્,**
**સ ચ યો યત્પ્રભાવશ્ચ તત્સમાસેન મે શૃણુ.** ૩

તત્ ક્ષેત્રમ્ યત્ ચ યાદૃક્ ચ યદ્વિકારિ યતઃ ચ યત્
સઃ ચ યઃ યત્પ્રભાવઃ ચ તત્ સમાસેન મે શૃણુ

માટે :—

| | | | |
|---|---|---|---|
| તત્ | = તે | સઃ | = તે (ક્ષેત્રજ્ઞ) |
| ક્ષેત્રમ્ | = ક્ષેત્ર | ચ | = પણ |
| યત્ | = જે (છે,) | યઃ | = જે (છે) |
| યાદૃક્ | = જેવું (છે) | ચ | = અને |
| ચ | = તથા | યત્પ્રભાવઃ | = જેવા મહિમાવાળો (છે) |
| યદ્વિકારિ | = જે જે વિકારોવાળું (છે) | | |
| ચ | = અને | તત્ | = તે (સર્વ) |
| યતઃ | = જેમાંથી | સમાસેન | = ટૂંકામાં |
| યત્ | = જે ઉપજેલું છે | મે | = મારી પાસેથી |
| ચ | = તથા | શૃણુ | = સાંભળ. |

**ઋષિભિર્બહુધા ગીતં છન્દોભિર્વિવિધૈઃ પૃથક્,**
**બ્રહ્મસૂત્રપદૈશ્ચૈવ હેતુમદ્ભિર્વિનિશ્ચિતૈઃ.** ૪

ઋષિભિઃ બહુધા ગીતમ્ છન્દોભિઃ વિવિધૈઃ પૃથક્
બ્રહ્મસૂત્રપદૈઃ ચ એવ હેતુમદ્ભિઃ વિનિશ્ચિતૈઃ

| | | | |
|---|---|---|---|
| ઋષિભિઃ | = ઋષિઓએ | ચ | = તથા |
| બહુધા-ગીતમ્ | = {બહુ પ્રકારે સમજાવેલું છે, (તથા) | હેતુમદ્ભિઃ | = યુક્તિવાળાં |
| વિવિધૈઃ | = જુદા જુદા | વિનિશ્ચિતૈઃ | = નિશ્ચયયુક્ત |
| છન્દોભિઃ | = વેદમંત્રો દ્વારા | બ્રહ્મસૂત્રપદૈઃ | = {બ્રહ્મસૂત્રો તથા પદોએ |
| પૃથક્ | = {જુદી જુદી રીતે (સમજાવ્યું છે,) | એવ | = પણ (સમજાવેલું છે.) |

**મહાભૂતાન્યહંકારો બુદ્ધિરવ્યક્તમેવ ચ,**
**ઇન્દ્રિયાણિ દશૈકં ચ પંચ ચેન્દ્રિયગોચરાઃ. ૫**

મહાભૂતાનિ અહંકારઃ બુદ્ધિઃ અવ્યક્તમ્ એવ ચ
ઇન્દ્રિયાણિ દશ એકમ્ ચ પંચ ચ ઇન્દ્રિયગોચરાઃ

| | | | |
|---|---|---|---|
| મહાભૂતાનિ | = {પાંચ સૂક્ષ્મ મહાભૂતો÷ | ઇન્દ્રિયાણિ | = ઇંદ્રિયો+ |
| અહંકારઃ | = અહંકાર, | એકમ્ | = એક મન |
| બુદ્ધિઃ | = બુદ્ધિ | ચ | = અને |
| અવ્યક્તમ્ | = પ્રકૃતિ (માયા) | પંચ | = પાંચ |
| ચ એવ | = તેમ જ | ઇન્દ્રિય-ગોચરાઃ | = {ઇંદ્રિયોના વિષયો,× |
| દશ | = દશ | ચ | = તથા |

**ઇચ્છા દ્વેષઃ સુખં દુઃખં સંઘાતશ્ચેતના ધૃતિઃ**
**એતત્ક્ષેત્રં સમાસેન સવિકારમુદાહૃતમ્. ૬**

ઇચ્છા દ્વેષઃ સુખમ્ દુઃખમ્ સંઘાતઃ ચેતના ધૃતિઃ
એતત્ ક્ષેત્રમ્ સમાસેન સવિકારમ્ ઉદાહૃતમ્

÷ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ
+ જ્ઞાનેંદ્રિયો–શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને ઘ્રાણ
કર્મેન્દ્રિયો–વાક્, હસ્ત, પાદ, ઉપસ્થ અને ગુદા
× શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ

| | | | |
|---|---|---|---|
| ઇચ્છા | = ઇચ્છા | ધૃતિ | = ધીરજ ÷ (એ પ્રમાણે) |
| દ્વેષ: | = દ્વેષ | સવિકારમ્ | = વિકારોવાળું |
| સુખમ્ | = સુખ | એતત્ | = આ |
| દુ:ખમ્ | = દુ:ખ | ક્ષેત્રમ્ | = ક્ષેત્ર× |
| સંઘાત: | = દેહ ઇંદ્રિયાદિનો પિંડ (અને) | સમાસેન | = ટૂંકામાં |
| ચેતના | = ચેતના+ (તથા) | ઉદાહૃતમ્ | = કહ્યું.* |

**અમાનિત્વમદમ્ભિત્વમહિંસા ક્ષાન્તિરાર્જવમ્,**
**આચાર્યોપાસનં શૌચં સ્થૈર્યમાત્મવિનિગ્રહઃ. ૭**

અમાનિત્વમ્ અદમ્ભિત્વમ્ અહિંસા ક્ષાન્તિઃ આર્જવમ્
આચાર્યોપાસનમ્ શૌચમ્ સ્થૈર્યમ્ આત્મવિનિગ્રહઃ

| | | | |
|---|---|---|---|
| અમાનિત્વમ્ | = આત્મપ્રશંસાનો અભાવ, | અદમ્ભિત્વમ્ | = ધર્મના ડોળનો અભાવ, |

+ અંતઃકરણની આભાસવૃત્તિ

÷ દેહેન્દ્રિયાદિને ધારણ કરનારી માનસિક શક્તિ

× તત્ત્વજ્ઞાનના અભાવે જ પ્રકૃતિ શરીરરૂપે પરિણામ પામેલી છે અને તેની સાથે જીવને અહંતા–મમતા બંધાઈ ગઈ છે; માટે તેને ટાળવા સારુ અહીં સુધીના શ્લોકોથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની ભિન્નતા ટૂંકમાં સમજાવી. હવે એ ક્ષેત્રજ્ઞ અથવા જીવાત્મા એ જ્ઞાનને અનુસરતો પ્રયત્ન કરીને કેવી રીતે આગળ વધે છે, તથા કઈ કઈ યોગ્યતાઓ પામીને તત્ત્વદર્શી સિદ્ધ-જ્ઞાની થઈ શકે છે, તેનું જ્ઞાન આપે છે.

* પહેલા શ્લોકમાં શરીરને 'ક્ષેત્ર' કહ્યું છે અને અહીં ચોવીસ તત્ત્વવાળી પ્રકૃતિને 'ક્ષેત્ર' કહ્યું, તેથી પરસ્પર વિરોધ ભાસે છે, પણ તેમ નથી; કેમ કે ચોવીસ તત્ત્વવાળી પ્રકૃતિને જ ક્ષેત્ર કહેવાનો ભગવાનનો અભિપ્રાય છે. શરીરને 'ક્ષેત્ર' કહ્યું છે, તે તો આત્માના અજ્ઞાનને લીધે શરીરરૂપે પરિણામ પામેલી પ્રકૃતિ સાથે જીવને જે અહંતા–મમતા બંધાઈ ગઈ છે, તે અધ્યાસ દૂર કરવા માટે તથા શરીરરૂપી પ્રકૃતિથી આત્માની ભિન્નતા સમજાવવા માટે.

| | | | |
|---|---|---|---|
| અહિંસા | = મન, વાણી અને શરીરથી પ્રાણીમાત્રને પીડા ન કરવી તે | આચાર્યોપાસનમ્ | = ગુરુદેવની સેવા, |
| ક્ષાન્તિઃ | = ક્ષમા (મન, વાણી ને શરીરથી પારકાના અપરાધને સહન કરવો તે) (તથા) | શૌચમ્ | = મન, વાણી, શરીરની પવિત્રતા |
| આર્જવમ્ | = (મન-વાણીની) સરળતા, | સ્થૈર્યમ્ | = અંતઃકરણની દૃઢતા, |
| | | આત્મવિનિગ્રહઃ | = મન અને ઇંદ્રિયો સહિત શરીરનો નિગ્રહ, |

**ઇન્દ્રિયાર્થેષુ વૈરાગ્યમનહંકાર એવ ચ,**
**જન્મમૃત્યુજરાવ્યાધિદુઃખદોષાનુદર્શનમ્. ૮**

ઇન્દ્રિયાર્થેષુ વૈરાગ્યમ્ અનહંકારઃ એવ ચ
જન્મમૃત્યુજરાવ્યાધિદુઃખદોષાનુદર્શનમ્

તથા :—

| | | | |
|---|---|---|---|
| ઇન્દ્રિયાર્થેષુ | = ઇંદ્રિયોના સંપૂર્ણ ભોગોમાં | મૃત્યુ | = મરણ |
| વૈરાગ્યમ્ | = વિરાગવૃત્તિ | જરા | = ઘડપણ |
| ચ | = અને | વ્યાધિ | = રોગ |
| અનહંકારઃ એવ | = અહંકારનો પણ અભાવ, (તથા) | દુઃખ | = દુઃખ (અને) |
| જન્મ | = જન્મ | દોષ | = (સંસારના) દોષોનું |
| | | અનુદર્શનમ્ | = વારંવાર ચિંતન કરવું; |

**અસક્તિરનભિષ્વઙ્ગઃ પુત્રદારગૃહાદિષુ,**
**નિત્યં ચ સમચિત્તત્વમિષ્ટાનિષ્ટોપપત્તિષુ. ૯**

અસક્તિઃ અનભિષ્વઙ્ગઃ પુત્રદારગૃહાદિષુ
નિત્યમ્ ચ સમચિત્તત્વમ્ ઇષ્ટાનિષ્ટોપપત્તિષુ

વળી :—

| | | | |
|---|---|---|---|
| પુત્રદારગૃહાદિષુ | = પુત્ર, સ્ત્રી, ગૃહ અને ધનાદિમાં | અસક્તિઃ | = મમતાનો અભાવ (તથા) |

| | |
|---|---|
| અનભિ-ષ્વંગઃ | = અહંભાવનો અભાવ, |
| ચ | = અને |
| ઇષ્ટાનિષ્ટોપ-પત્તિષુ | = પ્રિય તેમ જ અ-પ્રિયની પ્રાપ્તિમાં |
| નિત્યમ્ | = સદા |
| સમચિત્ત-ત્વમ્ | = ચિત્તની સમાનતા |

**મયિ ચાનન્યયોગેન ભક્તિરવ્યભિચારિણી,**
**વિવિક્તદેશસેવિત્વમરતિર્જનસંસદિ. ૧૦**

મયિ ચ અનન્યયોગેન ભક્તિઃ અવ્યભિચારિણી
વિવિક્તદેશસેવિત્વમ્ અરતિઃ જનસંસદિ

| | |
|---|---|
| ચ | = અને |
| મયિ | = મારામાં |
| અનન્ય-યોગેન | = અનન્ય પ્રેમભાવ-થી+ |
| અવ્યભિચારિણી | = નિરંતર |
| ભક્તિઃ | = ભક્તિ |
| વિવિક્તદેશ સેવિત્વમ્ | = એકાંત અને પવિ-ત્ર સ્થાનનું સેવન (તેમ જ) |
| જનસંસદિ | = વિષયાસક્ત મનુષ્યોના સમૂહમાં |
| અરતિઃ | = ઉદાસીનતા (પ્રેમ ન રાખવો); |

**અધ્યાત્મજ્ઞાનનિત્યત્વં તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્,**
**એતજ્જ્ઞાનમિતિ પ્રોક્તમજ્ઞાનં યદતોઽન્યથા. ૧૧**

અધ્યાત્મજ્ઞાનનિત્યત્વમ્ તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્
એતત્ જ્ઞાનમ્ ઇતિ પ્રોક્તમ્ અજ્ઞાનમ્ યત્ અતઃ અન્યથા

તથા:—

| | |
|---|---|
| અધ્યાત્મ-જ્ઞાન નિત્ય-ત્વમ્ | = આત્મજ્ઞાનમાં નિત્ય સ્થિતિ, |
| તત્ત્વજ્ઞા-નાર્થદર્શ-નમ્ | = તત્ત્વજ્ઞાનના ફળ-રૂપ મોક્ષનું વાર-વાર ચિંતન |
| એતત્ | = એ સર્વ ÷ |
| જ્ઞાનમ્ | = જ્ઞાન(નાં સાધન છે) |
| અતઃ | = આ(જ્ઞાનસાધનો)થી |
| યત્ | = જે |
| અન્યથા | = વિપરીત છે (તે) |
| અજ્ઞાનમ્ | = અજ્ઞાન(નાં સાધન છે) |

+ ભગવાન વિના બીજો કોઈ પણ શ્રેષ્ઠ નથી; માટે તે જ અમારું શરણ છે, આવી નિશ્ચયાત્મક બુદ્ધિથી.

÷ જ્ઞાનપ્રાપ્તિનાં આ ૨૪ સાધન અને લક્ષણ છે.

| | | | |
|---|---|---|---|
| ઇતિ | = એમ | પ્રોક્તમ્ | = કહ્યુ છે. |

**જ્ઞેયં યત્તત્પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વામૃતમશ્નુતે,**
**અનાદિમત્પરં બ્રહ્મ ન સત્તન્નાસદુચ્યતે. ૧૨**

જ્ઞેયમ્ યત્ તત્ પ્રવક્ષ્યામિ યત્ જ્ઞાત્વા અમૃતમ્ અશ્નુતે
અનાદિમત્ પરમ્ બ્રહ્મ ન સત્ તત્ ન અસત્ ઉચ્યતે

હે અર્જુન !—

| | | | |
|---|---|---|---|
| યત્ | = જે | તત્ | = તે |
| જ્ઞેયમ્ | = જાણવા યોગ્ય (તથા) | અનાદિમત્ | = આદિ રહિત |
| યત્ | = જેને | પરમ્ | = પરમ |
| જ્ઞાત્વા | = જાણીને (મનુષ્ય) | બ્રહ્મ | = બ્રહ્મ (છે તે) |
| અમૃતમ્ | = મોક્ષને | ન | = ન |
| અશ્નુતે | = પામે છે | સત્ | = સત્ (કે) |
| તત્ | = તેને (હું) | અસત્ | = અસત્ |
| પ્રવક્ષ્યામિ | = સારી રીતે કહીશ. | ન ઉચ્યતે | = કહેવાતું નથી. |

**સર્વતઃપાણિપાદં તત્સર્વતોઽક્ષિશિરોમુખમ્,**
**સર્વતઃશ્રુતિમલ્લોકે સર્વમાવૃત્ય તિષ્ઠતિ. ૧૩**

સર્વતઃપાણિપાદમ્ તત્ સર્વતોઽક્ષિશિરોમુખમ્
સર્વતઃશ્રુતિમત્ લોકે સર્વમ્ આવૃત્ય તિષ્ઠતિ

| | | | |
|---|---|---|---|
| તત્ | = તે | સર્વતઃ-શ્રુતિમત્ | = સર્વમાં રહેલા કાનવાળો (છે) (કેમકે તે) |
| સર્વતઃપાણિપાદમ્ | = સર્વ દેહોમાં રહેલા હાથપગવાળો | લોકે | = સંસારમાં |
| સર્વતોઽક્ષિશિરોમુખમ્ | = સર્વ દેહોમાં રહેલાં આંખ, શિર અને મુખોવાળો (તથા) | સર્વમ્ | = સર્વને |
| | | આવૃત્ય | = વ્યાપીને |
| | | તિષ્ઠતિ | = રહેલો છે. |

**સર્વેન્દ્રિયગુણાભાસં સર્વેન્દ્રિયવિવર્જિતમ્,**
**અસક્તં સર્વભૃચ્ચૈવ નિર્ગુણં ગુણભોક્તૃ ચ. ૧૪**

સર્વેન્દ્રિયગુણાભાસમ્ સર્વેન્દ્રિયવિવર્જિતમ્
અસક્તમ્ સર્વભૃત્ ચ એવ નિર્ગુણમ્ ગુણભોક્તૃ ચ

| | | | |
|---|---|---|---|
| સર્વેન્દ્રિયગુણાભાસમ્ | = સર્વ ઇંદ્રિયોને પ્રકાશનારો (છતાં) | અસક્તમ્ | = આસક્તિ રહિત છે, |
| સર્વેન્દ્રિયવિવર્જિતમ્ | = સર્વ ઇંદ્રિયોથી રહિત | ચ | = અને |
| ચ | = તથા | ગુણભોક્તૃ | = સુખદુઃખાદિ પરિણામોને ભોગવનારો (છતાં) |
| સર્વભૃત્ | = સર્વનું પાલન કરતો (છતાં) | નિર્ગુણમ્ એવ | = ગુણોથી રહિત છે. |

બહિરન્તશ્ચ ભૂતાનામચરં ચરમેવ ચ,
સૂક્ષ્મત્વાત્તદવિજ્ઞેયં દૂરસ્થં ચાન્તિકે ચ તત્. ૧૫
બહિઃ અન્તઃ ચ ભૂતાનામ્ અચરમ્ ચરમ્ એવ ચ
સૂક્ષ્મત્વાત્ તત્ અવિજ્ઞેયમ્ દૂરસ્થમ્ ચ અન્તિકે ચ તત્

તથા :—

| | | | |
|---|---|---|---|
| ભૂતાનામ્ | =(જડ-ચેતન) ભૂતોની | તત્ | = તે |
| બહિઃ | = બહાર (તથા) | સૂક્ષ્મત્વાત્ | = સૂક્ષ્મ હોવાથી |
| અન્તઃ | = અંદર | અવિજ્ઞેયમ્ | = જાણી શકાતો નથી; |
| ચ | = તેમ જ | ચ | = પરંતુ |
| અચરમ્ | = સ્થાવર (જડ) | તત્ | = તે (જ્ઞાનીઓને) |
| ચરમ્ | = જંગમ (ચેતન) | અન્તિકે | = પાસેમાં પાસે |
| એવ | = પણ (તે જ છે,) | ચ | = અને (અજ્ઞાનીઓને) |
| ચ | = પરંતુ | દૂરસ્થમ્ | = દૂર રહેલો છે. |

અવિભક્તં ચ ભૂતેષુ વિભક્તમિવ ચ સ્થિતમ્,
ભૂતભર્તૃ ચ તજ્જ્ઞેયં ગ્રસિષ્ણુ પ્રભવિષ્ણુ ચ. ૧૬
અવિભક્તમ્ ચ ભૂતેષુ વિભક્તમ્ ઇવ ચ સ્થિતમ્
ભૂતભર્તૃ ચ તત્ જ્ઞેયમ્ ગ્રસિષ્ણુ પ્રભવિષ્ણુ ચ

| | | | |
|---|---|---|---|
| ચ | = અને | ભૂતભર્તૃ | = પાલનકર્તા |
| ભૂતેષુ | = ભૂતોમાં | ચ | = તથા |
| વિભક્તમ્ | = જુદા જુદા | ગ્રસિષ્ણુ | = સંહારકર્તા |
| ઇવ | = જેવો | | |
| સ્થિતમ્ | = રહેલો | ચ | = પણ |
| ચ | = છતાં પણ | તત્ | = તે |
| અવિભક્તમ્ | = અખંડ (એક)જ છે | જ્ઞેયમ | = જાણવા યોગ્ય (પરમાત્મા) છે. |
| પ્રભવિષ્ણુ | = ઉત્પન્નકર્તા | | |

**જ્યોતિષામપિ તજ્જ્યોતિસ્તમસઃ પરમુચ્યતે,**
**જ્ઞાનં જ્ઞેયં જ્ઞાનગમ્યં હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ્. ૧૭**

જ્યોતિષામ્ અપિ તત્ જ્યોતિઃ તમસઃ પરમ્ ઉચ્યતે
જ્ઞાનમ્ જ્ઞેયમ્ જ્ઞાનગમ્યમ્ હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ્

અને —

| | | | |
|---|---|---|---|
| તત્ | = (તે બ્રહ્મ) | જ્ઞાનમ્ | = (તે) જ્ઞાનસ્વરૂપ (છે) (મા |
| જ્યોતિષામ્ | = (સૂર્ય આદિ) પ્રકાશકોના | જ્ઞેયમ્ | = જાણવા યોગ્ય (છે) (પર |
| અપિ | = પણ | જ્ઞાનગમ્યમ્ | = જ્ઞાન(નાં સાધનો)વ જણાય (છે) (છત |
| જ્યોતિઃ | = પ્રકાશક (છે), (પરંતુ) | | |
| તમસઃ | = અજ્ઞાનથી | સર્વસ્ય | = સર્વના |
| પરમ્ | = દૂર | હૃદિ | = હૃદયમાં |
| ઉચ્યતે | = કહેલો છે. | વિષ્ઠિતમ્ | = વિશેષરૂપે રહેલો છે. |

**ઇતિ ક્ષેત્રં તથા જ્ઞાનં જ્ઞેયં ચોક્તં સમાસતઃ,**
**મદ્‌ભક્ત એતદ્વિજ્ઞાય મદ્‌ભાવાયોપપદ્યતે. ૧૮**

ઇતિ ક્ષેત્રમ્ તથા જ્ઞાનમ્ જ્ઞેયમ્ ચ ઉક્તમ્ સમાસતઃ
મદ્‌ભક્તઃ એતત્ વિજ્ઞાય મદ્‌ભાવાય ઉપપદ્યતે

હે અર્જુન ! —

| | | | |
|---|---|---|---|
| ઇતિ | = એ પ્રમાણે | તથા | = તથા |
| ક્ષેત્રમ્ | = ક્ષેત્ર | જ્ઞાનમ્ | = જ્ઞાન . |

| | |
|---|---|
| ચ = અને | વિજ્ઞાય = જાણીને |
| જ્ઞેયમ્ = જ્ઞેય(નું સ્વરૂપ) | મદ્ભક્તઃ = મારો ભક્ત |
| સમાસતઃ = ટૂંકામાં | મદ્ભાવાય = મારા સ્વરૂપને |
| ઉક્તમ્ = કહ્યું | ઉપપદ્યતે = પામે છે. |
| એતત્ = એ | |

**પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધ્યનાદી ઉભાવપિ,**
**વિકારાંશ્ચ ગુણાંશ્ચૈવ વિદ્ધિ પ્રકૃતિસંભવાન્. ૧૯**

પ્રકૃતિમ્ પુરુષમ્ ચ એવ વિદ્ધિ અનાદી ઉભૌ અપિ
વિકારાન્ ચ ગુણાન્ ચ એવ વિદ્ધિ પ્રકૃતિસંભવાન્

હે અર્જુન !—

| | |
|---|---|
| પ્રકૃતિમ્ = (અપરા પ્રકૃતિ) માયા | ચ = અને |
| ચ = અને | વિકારાન્ = (૧૬) વિકારોને |
| પુરુષમ્ = (પરા પ્રકૃતિ) જીવાત્મા | ચ = તથા |
| ઉભૌ = બંનેને | ગુણાન્ = સુખદુઃખાદિ ગુણોને |
| અપિ = પણ | પ્રકૃતિસંભવાન્, એવ = પ્રકૃતિથી જ ઊપજેલા |
| અનાદી = અનાદિ | |
| એવ = જ | |
| વિદ્ધિ = જાણ | વિદ્ધિ = જાણ. |

**કાર્યકરણકર્તૃત્વે હેતુઃ પ્રકૃતિરુચ્યતે,**
**પુરુષઃ સુખદુઃખાનાં ભોક્તૃત્વે હેતુરુચ્યતે. ૨૦**

કાર્યકરણકર્તૃત્વે હેતુઃ પ્રકૃતિઃ ઉચ્યતે
પુરુષઃ સુખદુઃખાનામ્ ભોક્તૃત્વે હેતુઃ ઉચ્યતે

કેમ કે:—

| | |
|---|---|
| પ્રકૃતિઃ = પ્રકૃતિ | હેતુઃ = હેતુ |
| કાર્યકરણકર્તૃત્વે × = કાર્ય અને કરણના કર્તાપણામાં | ઉચ્યતે = કહેવાય છે, (તથા) |
| | પુરુષઃ = જીવાત્મા |

× પાંચ મહાભૂતો તથા પાંચ વિષયોનું નામ કાર્ય છે અને દશ ઇન્દ્રિયો મન, બુદ્ધિ અને અહંકાર એનું નામ કરણ છે.

| | | | |
|---|---|---|---|
| સુખદુઃખાનામ્ | =સુખદુઃખોના | હેતુઃ | =કારણ |
| ભોક્તૃત્વે | =ભોક્તાપણામાં | ઉચ્યતે | =કહેવાય છે. |

**પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ગુણાન્,**
**કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ. ૨૧**

પુરુષઃ પ્રકૃતિસ્થઃ હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ ગુણાન્
કારણમ્ ગુણસઙ્ગઃ અસ્ય સદસદ્યોનિજન્મસુ

| | | | |
|---|---|---|---|
| હિ | = કેમ કે | ગુણાન્ | = (સુખદુઃખાદિ) ગુણોને |
| પ્રકૃતિસ્થઃ | = દેહાદિમાં રાગભાવથી રહેલો | ભુંક્તે | = ભોગવે છે, (અને) |
| હિ | = જ | ગુણસંગઃ | = ગુણોમાં રાગભાવ |
| પુરુષઃ | = પુરુષ | અસ્ય | = આ જીવાત્માને |
| પ્રકૃતિજાન્ | = પ્રકૃતિથી ઊપજેલા (વિષયોથી ઊપજેલા) | સદસદ્યોનિજન્મસુ | = સારી-નરસી યોનિમાં જન્મ પામવામાં |
| | | કારણમ્ | = કારણ (છે). |

**ઉપદ્રષ્ટાનુમન્તા ચ ભર્તા ભોક્તા મહેશ્વરઃ,**
**પરમાત્મેતિ ચાપ્યુક્તો દેહેઽસ્મિન્પુરુષઃ પરઃ. ૨૨**

ઉપદ્રષ્ટા અનુમન્તા ચ ભર્તા ભોક્તા મહેશ્વરઃ
પરમાત્મા ઇતિ ચ અપિ ઉક્તઃ દેહે અસ્મિન્ પુરુષઃ પરઃ

| | | | |
|---|---|---|---|
| અસ્મિન્ | = આ | ભર્તા | = પોષણ કરનારો |
| દેહે | = દેહમાં | ભોક્તા | = ભોગવનારો |
| પુરુષઃ | = પુરુષ | ચ | = તથા |
| પરઃ | = સર્વથી શ્રેષ્ઠ, સૂક્ષ્મ અને ન્યારો (છે.) | મહેશ્વરઃ | = મહેશ્વર |
| | | ચ | = અને |
| ઇતિ | = એટલા માટે | પરમાત્મા | = પરમાત્મા |
| ઉપદ્રષ્ટા | = ઉપદ્રષ્ટા (સાક્ષી) | અપિ | = પણ |
| અનુમન્તા | = અનુમતિ દેનારો | ઉક્તઃ | = કહેલો છે. |

**ય એવં વેત્તિ પુરુષં પ્રકૃતિં ચ ગુણૈઃ સહ,**
**સર્વથા વર્તમાનોઽપિ ન સ ભૂયોઽભિજાયતે. ૨૩**

યઃ એવમ્ વેત્તિ પુરુષમ્ પ્રકૃતિમ્ ચ ગુણૈઃ સહ
સર્વથા વર્તમાનઃ અપિ ન સઃ ભૂયઃ અભિજાયતે

| | | | |
|---|---|---|---|
| એવમ્ | = આ પ્રમાણે | વેત્તિ | = જાણે છે, |
| પુરુષમ્ | = પુરુષને | સઃ | = તે |
| ચ | = તથા | સર્વથા | = સર્વ પ્રકારે |
| ગુણૈઃ | = ગુણો | વર્તમાનઃ | = વર્તતો છતાં |
| સહ | = સહિત | અપિ | = પણ |
| પ્રકૃતિમ્ | = પ્રકૃતિને | ભૂયઃ | = ફરી |
| યઃ | = જે (મનુષ્ય) | ન અભિજાયતે | = જન્મતો નથી. |

**ધ્યાનેનાત્મનિ પશ્યન્તિ કેચિદાત્માનમાત્મના,**
**અન્યે સાંખ્યેન યોગેન કર્મયોગેન ચાપરે. ૨૪**

ધ્યાનેન આત્મનિ પશ્યન્તિ કેચિત્ આત્માનમ્ આત્મના
અન્યે સાંખ્યેન યોગેન કર્મયોગેન ચ અપરે

હે અર્જુન!—

| | | | |
|---|---|---|---|
| કેચિત્ | = કેટલાક (મનુષ્યો) | અન્યે | = બીજા |
| આત્મના | = શુદ્ધ થયેલા અંતઃકરણ વડે | સાંખ્યેન | = જ્ઞાન |
| | | યોગેન | = યોગ દ્વારા |
| ધ્યાનેન | = ધ્યાન દ્વારા | ચ | = તથા |
| આત્મનિ | = હૃદયમાં | અપરે | = બીજા (કેટલાક) |
| આત્માનમ્ | = (એ) આત્માને | | |
| પશ્યન્તિ | = જુએ છે (સાક્ષાત્કાર કરે છે.) | કર્મયોગેન | = કર્મયોગ દ્વારા (આત્માનો સાક્ષાત્કાર કરે છે.) |

**અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે,**
**તેઽપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણાઃ. ૨૫**

અન્યે તુ એવમ્ અજાનન્ત શ્રુત્વા અન્યેભ્ય ઉપાસતે
તે અપિ ચ અતિતરન્તિ એવ મૃત્યુમ્ શ્રુતિપરાયણા

| | | | |
|---|---|---|---|
| તુ | = પરંતુ | ચ | = અને |
| એવમ્ | = એ પ્રમાણે | તે અપિ | = તેઓ પણ |
| અજાનન્ત | = જાણવાને અસમર્થ | શ્રુતિપરાયણા | = શ્રવણ-સાધનમાં તત્પર થઈને |
| અન્યે | = બીજા (કેટલાક) | મૃત્યુમ્ | = મૃત્યુ(રૂપ સંસાર-સાગર)ને |
| અન્યેભ્ય | = બીજા પાસેથી (સદ્ગુરુ પાસેથી) | અતિતરન્તિ એવ | = તરી જાય છે જ. |
| શ્રુત્વા | = સાંભળીને | | |
| ઉપાસતે | = ઉપાસે છે | | |

**યાવત્સંજાયતે કિંચિત્સત્ત્વં સ્થાવરજંગમમ્,**
**ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્તદ્વિદ્ધિ ભરતર્ષભ. ૨૬**

યાવત્ સંજાયતે કિંચિત્ સત્ત્વમ્ સ્થાવરજંગમમ્
ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્ તત્ વિદ્ધિ ભરતર્ષભ

| | | | |
|---|---|---|---|
| ભરતર્ષભ | = હે અર્જુન ! | સંજાયતે | = ઉત્પન્ન થાય છે |
| સ્થાવર-જંગમમ્ | = સ્થાવર-જંગમ | તત્ | = તે |
| યાવત્ | = જેટલા | ક્ષેત્રક્ષેત્રજ્ઞ-સંયોગાત્ | = ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી (ઊપજે છે એમ) |
| કિંચિત્ | = જે કોઈ | વિદ્ધિ | = જાણ |
| સત્ત્વમ્ | = પ્રાણી | | |

**સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તં પરમેશ્વરમ્,**
**વિનશ્યત્સ્વવિનશ્યન્તં યઃ પશ્યતિ સ પશ્યતિ. ૨૭**

સમમ્ સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તમ્ પરમેશ્વરમ્
વિનશ્યત્સુ અવિનશ્યન્તમ્ ય પશ્યતિ સ પશ્યતિ

એમ જાણીને :—

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે (પુરુષ) | અવિનશ્યન્તમ્ | = નાશ રહિત |
| વિનશ્યત્સુ | = નાશ પામનારાં | પરમેશ્વરમ્ | = પરમાત્માને |
| સર્વેષુ | = સઘળાં | પશ્યતિ | = જુએ છે (જાણે છે) |
| ભૂતેષુ | = પ્રાણીઓમાં | સઃ | = તે (જ) |
| સમમ્ | = સમભાવે | પશ્યતિ | = જુએ છે (યથાર્થ જાણે છે); |
| તિષ્ઠન્તમ્ | = રહેલા | | |

**સમં પશ્યન્હિ સર્વત્ર સમવસ્થિતમીશ્વરમ્,**
**ન હિનસ્ત્યાત્મનાત્માનં તતો યાતિ પરાં ગતિમ્. ૨૮**

સમમ્ પશ્યન્ હિ સર્વત્ર સમવસ્થિતમ્ ઈશ્વરમ્
ન હિનસ્તિ આત્મના આત્માનમ્ તતઃ યાતિ પરામ્ ગતિમ્

| | | | |
|---|---|---|---|
| હિ | = કેમ કે (તે પુરુષ) | આત્માનમ્ | = પોતાને |
| સર્વત્ર | = સર્વ (ભૂતોમાં) | ન હિનસ્તિ* | = હણતો નથી |
| સમવસ્થિતમ્ | = સમભાવે રહેલા | તતઃ | = તેથી (તે) |
| સમમ્ | = સમાન (એક) | પરામ્ | = પરમ |
| ઈશ્વરમ્ | = પરમાત્માને | ગતિમ્ | = ગતિને |
| પશ્યન્ | = જોનારો | યાતિ | = પામે છે. |
| આત્મના | = પોતે | | |

**પ્રકૃત્યૈવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ,**
**યઃ પશ્યતિ તથાત્માનમકર્તારં સ પશ્યતિ. ૨૯**

પ્રકૃત્યા એવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ
યઃ પશ્યતિ તથા આત્માનમ્ અકર્તારમ્ સઃ પશ્યતિ

| | | | |
|---|---|---|---|
| ચ | = વળી, | સર્વશઃ | = સર્વ પ્રકારે |
| યઃ | = જે (પુરુષ) | પ્રકૃત્યા | = પ્રકૃતિથી |
| કર્માણિ | = કર્મો | એવ | = જ |

* સર્વ પ્રાણીઓમાં એકરૂપે રહેલા આત્માને જે જાણતો નથી, તે આત્મઘાતી છે અને અધમ ગતિને પામે છે.

| | |
|---|---|
| ક્રિયમાણાનિ= કરાયલાં (જાણે છે) | પશ્યતિ = જુએ છે (જાણે છે) |
| તથા = તથા | સઃ = તે (જ) |
| આત્માનમ્ = આત્માને | પશ્યતિ = (યથાર્થ) જુએ છે. |
| અકર્તારમ્ = અકર્તા | |

**યદા ભૂતપૃથગ્ભાવમેકસ્થમનુપશ્યતિ,**
**તત એવ ચ વિસ્તારં બ્રહ્મ સંપદ્યતે તદા. ૩૦**

યદા ભૂતપૃથગ્ભાવમ્ એકસ્થમ્ અનુપશ્યતિ
તતઃ એવ ચ વિસ્તારમ્ બ્રહ્મ સંપદ્યતે તદા

| | |
|---|---|
| યદા = જ્યારે | તતઃ એવ = તે (પરમાત્મા)થી જ (થયેલો) |
| ભૂતપૃથગ્ભાવમ્ = જુદાં જુદાં પ્રાણીઓને | વિસ્તારમ્=(સર્વ ભૂતો)નો વિસ્તાર |
| એકસ્થમ્ = આત્મામાં રહેલાં | પશ્યતિ = જુએ છે (જાણે છે) |
| અનુપશ્યતિ= જુએ છે (જાણે છે) | તદા = ત્યારે |
| ચ = તથા | બ્રહ્મ = બ્રહ્મને |
| | સંપદ્યતે = પામે છે. |

**અનાદિત્વાન્નિર્ગુણત્વાત્પરમાત્માયમવ્યયઃ,**
**શરીરસ્થોઽપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે. ૩૧**

અનાદિત્વાત્ નિર્ગુણત્વાત્ પરમ્ આત્મા અયમ્ અવ્યયઃ
શરીરસ્થઃ અપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે

| | |
|---|---|
| કૌન્તેય = હે અર્જુન ! | પરમ્ = શ્રેષ્ઠ (ન્યારો) (છે) |
| અનાદિત્વાત્ = અનાદિપણાથી (તથા) | શરીરસ્થઃ = (જેથી) શરીરમાં રહેલો |
| નિર્ગુણત્વાત્= નિર્ગુણપણાથી | અપિ = છતાં (કંઈ) |
| અયમ્ = આ | ન કરોતિ = કરતો નથી (કે) |
| આત્મા = આત્મા | ન લિપ્યતે = લેપાતો નથી. |
| અવ્યયઃ = અવિનાશી | |

**યથા સર્વગતં સૌક્ષ્મ્યાદાકાશં નોપલિપ્યતે,**
**સર્વત્રાવસ્થિતો દેહે તથાત્મા નોપલિપ્યતે. ૩૨**

યથા સર્વગતમ્ સૌક્ષ્મ્યાત્ આકાશમ્ ન ઉપલિપ્યતે
સર્વત્ર અવસ્થિતઃ દેહે તથા આત્મા ન ઉપલિપ્યતે

| | | | |
|---|---|---|---|
| યથા | = જે પ્રમાણે | આત્મા | = આત્મા |
| આકાશમ્ | = આકાશ | સર્વત્ર | = સઘળા |
| સર્વગતમ્ | = સર્વત્ર વ્યાપેલું છતાં | દેહે | = દેહોમાં |
| સૌક્ષ્મ્યાત્ | = સૂક્ષ્મ હોવાથી | અવસ્થિતઃ | = રહેલો છતાં (પણ) |
| ન ઉપલિપ્યતે | = લેપાતું નથી, | ન ઉપલિપ્યતે | = લેપાતો નથી. |
| તથા | = તેવી રીતે | | |

**યથા પ્રકાશયત્યેકઃ કૃત્સ્નં લોકમિમં રવિઃ,**
**ક્ષેત્રં ક્ષેત્રી તથા કૃત્સ્નં પ્રકાશયતિ ભારત. ૩૩**

યથા પ્રકાશયતિ એકઃ કૃત્સ્નમ્ લોકમ્ ઇમમ્ રવિઃ
ક્ષેત્રમ્ ક્ષેત્રી તથા કૃત્સ્નમ્ પ્રકાશયતિ ભારત

| | | | |
|---|---|---|---|
| ભારત | = હે અર્જુન ! | પ્રકાશયતિ | = પ્રકાશે છે |
| યથા | = જે પ્રમાણે | તથા | = તે જ પ્રમાણે |
| એકઃ | = એક (જ) | ક્ષેત્રી | = એક જ આત્મો |
| રવિઃ | = સૂર્ય | કૃત્સ્નમ્ | = સંપૂર્ણ |
| ઇમમ્ | = આ | ક્ષેત્રમ્ | = ક્ષેત્રને |
| કૃત્સ્નમ્ | = સંપૂર્ણ | પ્રકાશયતિ | = પ્રકાશે છે |
| લોકમ્ | = જગતને | | |

**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોરેવમન્તરં જ્ઞાનચક્ષુષા,**
**ભૂતપ્રકૃતિમોક્ષં ચ યે વિદુર્યાન્તિ તે પરમ્. ૩૪**

ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ એવમ્ અન્તરમ્ જ્ઞાનચક્ષુષા
ભૂતપ્રકૃતિમોક્ષમ્ ચ યે વિદુઃ યાન્તિ તે પરમ્

| | | | |
|---|---|---|---|
| એવમ્ | = એ પ્રમાણે | યે | = જે (પુરુષો) |
| ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ | = ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના | જ્ઞાનચક્ષુષા | = જ્ઞાનદૃષ્ટિથી |
| અન્તરમ્ | = જુદાપણાને | વિદુઃ | = જાણે છે (તેઓ) |
| ચ | = તથા | પરમ્ | = પરબ્રહ્મને |
| ભૂતપ્રકૃતિ-મોક્ષમ્ | = અવિદ્યાથી છૂટવાના ઉપાયને | યાન્તિ | = પામે છે. |

ૐ તત્સદિતિ શ્રીમદ્ ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગો નામ ત્રયોદશોઽધ્યાયઃ ૧૩

# અધ્યાય ૧૪ મો

શ્રી ભગવાનુવાચ

પરં ભૂયઃ પ્રવક્ષ્યામિ જ્ઞાનાનાં જ્ઞાનમુત્તમમ્,
યજ્જ્ઞાત્વા મુનયઃ સર્વે પરાં સિદ્ધિમિતો ગતાઃ. ૧

પરમ્ ભૂયઃ પ્રવક્ષ્યામિ જ્ઞાનાનામ્ જ્ઞાનમ્ ઉત્તમમ્
યત્ જ્ઞાત્વા મુનયઃ સર્વે પરામ્ સિદ્ધિમ્ ઇતઃ ગતાઃ

હે અર્જુન!—

| | | | |
|---|---|---|---|
| જ્ઞાનાનામ્ | = સર્વ જ્ઞાનસાધનોમાં | જ્ઞાત્વા | = જાણીને (આચરીને) |
| ઉત્તમમ્ | = ઉત્તમ (ફળદાયક) | સર્વે | = સઘળા |
| પરમ્ | = પરમ (પરમાત્મા સંબંધી) | મુનયઃ | = મુનિઓ |
| જ્ઞાનમ્ | = જ્ઞાન | ઇતઃ | = આ સંસારથી (મુક્ત થઈ) |
| ભૂયઃ | = ફરીથી (હું) | પરામ્ સિદ્ધિમ્ | = પરમ સિદ્ધિને (મોક્ષને) |
| પ્રવક્ષ્યામિ | = કહીશ | | |
| યત્ | = જે(સાધન)ને | ગતાઃ | = પામ્યા છે. |

ઇદં જ્ઞાનમુપાશ્રિત્ય મમ સાધર્મ્યમાગતાઃ,
સર્ગેઽપિ નોપજાયન્તે પ્રલયે ન વ્યથન્તિ ચ. ૨

ઇદમ્ જ્ઞાનમ્ ઉપાશ્રિત્ય મમ સાધર્મ્યમ્ આગતાઃ
સર્ગે અપિ ન ઉપજાયન્તે પ્રલયે ન વ્યથન્તિ ચ

હે અર્જુન!—

| | | | |
|---|---|---|---|
| ઇદમ્ | = આ | ન ઉપજાયન્તે | = ઉત્પન્ન થતા નથી (જન્મદુઃખ ભોગવતા નથી) |
| જ્ઞાનમ્ | = જ્ઞાન(સાધન)ને | ચ | = અને |
| ઉપાશ્રિત્ય | = ધારણ કરીને | પ્રલયે | = પ્રલયકાળમાં |
| મમ | = મારા | અપિ | = પણ |
| સાધર્મ્યમ્ | = સ્વરૂપને | ન વ્યથન્તિ | = (મરણનું) દુઃખ પામતા નથી. |
| આગતાઃ | = પામેલા (પુરુષો) | | |
| સર્ગે | = સૃષ્ટિની ઉત્પત્તિ સમયે | | |

**મમ યોનિર્મહદ્બ્રહ્મ તસ્મિન્ગર્ભં દધામ્યહમ્,**
**સંભવઃ સર્વભૂતાનાં તતો ભવતિ ભારત. ૩**

મમ યોનિઃ મહત્ બ્રહ્મ તસ્મિન્ ગર્ભમ્ દધામિ અહમ્
સંભવઃ સર્વભૂતાનામ્ તતઃ ભવતિ ભારત

| | | | |
|---|---|---|---|
| ભારત | = હે અર્જુન! | ગર્ભમ્ | = (ચેતનરૂપ) બીજને |
| મહત્ બ્રહ્મ | = મહામાયા | દધામિ | = સ્થાપન કરું છું, |
| મમ | = મારું | તતઃ | = તેથી |
| યોનિઃ | = ગર્ભાધાનનું સ્થાન છે (અને) | સર્વભૂતાનામ્ | = સઘળાં પ્રાણીઓની |
| તસ્મિન્ | = તેમાં | સંભવઃ | = ઉત્પત્તિ |
| અહમ્ | = હું | ભવતિ | = થાય છે. |

**સર્વયોનિષુ કૌન્તેય મૂર્તયઃ સંભવન્તિ યાઃ,**
**તાસાં બ્રહ્મ મહદ્યોનિરહં બીજપ્રદઃ પિતા. ૪**

સર્વયોનિષુ કૌન્તેય મૂર્તયઃ સંભવન્તિ યાઃ
તાસામ્ બ્રહ્મ મહત્ યોનિઃ અહમ્ બીજપ્રદઃ પિતા

| | | | |
|---|---|---|---|
| કૌન્તેય | = હે અર્જુન ! | તાસામ્ | = તેમની |
| સર્વયોનિષુ | = સઘળી યોનિઓમાં | યોનિઃ | = જનની (ઉત્પત્તિ-સ્થાન) છે (અને) |
| યાઃ | = જે (જે) | અહમ્ | = હું |
| મૂર્તયઃ | = શરીરો | બીજપ્રદઃ | = બીજ આપનારો |
| સંભવન્તિ | = ઉત્પન્ન થાય છે | પિતા | = પિતા (છું). |
| મહત્ બ્રહ્મ | = મહામાયા | | |

સત્ત્વં રજસ્તમ ઇતિ ગુણાઃ પ્રકૃતિસંભવાઃ,
નિબધ્નન્તિ મહાબાહો દેહે દેહિનમવ્યયમ્. ૫

સત્ત્વમ્ રજઃ તમઃ ઇતિ ગુણાઃ પ્રકૃતિસંભવાઃ
નિબધ્નન્તિ મહાબાહો દેહે દેહિનમ્ અવ્યયમ્

| | | | |
|---|---|---|---|
| મહાબાહો | = હે અર્જુન ! | ગુણાઃ | = ગુણો |
| સત્ત્વમ્ | = સત્ત્વ | અવ્યયમ્ | = નિર્વિકાર |
| રજઃ | = રજ (અને) | દેહિનમ્ | = જીવાત્માને |
| તમઃ | = તમ | દેહે નિબધ્નન્તિ | = શરીરમાં બાંધે છે (દેહાદિમાં આસક્તિ કરાવે છે). |
| ઇતિ | = એ (ત્રણ) | | |
| પ્રકૃતિસંભવાઃ | = પ્રકૃતિથી ઊપજેલા | | |

તત્ર સત્ત્વં નિર્મલત્વાત્પ્રકાશકમનામયમ્,
સુખસંગેન બધ્નાતિ જ્ઞાનસંગેન ચાનઘ. ૬

તત્ર સત્ત્વમ્ નિર્મલત્વાત્ પ્રકાશકમ્ અનામયમ્
સુખસંગેન બધ્નાતિ જ્ઞાનસંગેન ચ અનઘ

| | | | |
|---|---|---|---|
| અનઘ | = હે નિષ્પાપ ! | સુખસંગેન | = (તે જીવાત્માને) સુખમાં આસક્તિથી |
| તત્ર | = તેઓમાં | | |
| સત્ત્વમ્ | = સત્ત્વગુણ | | |
| નિર્મલત્વાત્ | = નિર્મળતાને લીધે | ચ | = અને |
| પ્રકાશકમ્ | = પ્રકાશક (જ્ઞાનમય) | જ્ઞાનસંગેન | = જ્ઞાનમાં આસક્તિથી |
| અનામયમ્ | = દુઃખરહિત (છે) | બધ્નાતિ | = બાંધે છે. |

રજો રાગાત્મકં વિદ્ધિ તૃષ્ણાસંગસમુદ્ભવમ્,
તન્નિબધ્નાતિ કૌન્તેય કર્મસંગેન દેહિનમ્. ૭

રજઃ રાગાત્મકમ્ વિદ્ધિ તૃષ્ણાસંગસમુદ્ભવમ્
તત્ નિબધ્નાતિ કૌન્તેય કર્મસંગેન દેહિનમ્

| | | | |
|---|---|---|---|
| કૌન્તેય | =હે અર્જુન ! | તત્ | =તે |
| રજઃ | =રજોગુણને | દેહિનમ્ | =જીવાત્માને |
| રાગાત્મકમ્ | =રાગરૂપ | | |
| વિદ્ધિ | =જાણ, | કર્મસંગેન | =કર્મમાં આસક્તિથી |
| તૃષ્ણાસંગસમુદ્ભવમ્ | =કામના અને આસક્તિ ઉપજાવનારો | નિબધ્નાતિ | =બાંધે છે. |

**તમસ્ત્વજ્ઞાનજં વિદ્ધિ મોહનં સર્વદેહિનામ્,**
**પ્રમાદાલસ્યનિદ્રાભિસ્તન્નિબધ્નાતિ ભારત. ૮**

તમઃ તુ અજ્ઞાનજમ્ વિદ્ધિ મોહનમ્ સર્વદેહિનામ્
પ્રમાદાલસ્યનિદ્રાભિઃ તત્ નિબધ્નાતિ ભારત

| | | | |
|---|---|---|---|
| તુ | =અને | વિદ્ધિ | =જાણ. |
| ભારત | =હે અર્જુન ! | તત્ | =તે, (જીવાત્માને) |
| અજ્ઞાનજમ્ | =અવિદ્યાથી ઊપજેલા | | |
| તમઃ | =તમોગુણને | પ્રમાદાલસ્યનિદ્રાભિઃ | =પ્રમાદ, આલસ્ય અને નિદ્રા વડે |
| સર્વદેહિનામ્ | =સર્વ જીવોને | | |
| મોહનમ્ | =ભ્રાંતિ ઉપજાવનારો | નિબધ્નાતિ | =બાંધે છે. |

**સત્ત્વં સુખે સંજયતિ રજઃ કર્મણિ ભારત,**
**જ્ઞાનમાવૃત્ય તુ તમઃ પ્રમાદે સંજયત્યુત. ૯**

સત્ત્વમ્ સુખે સંજયતિ રજઃ કર્મણિ ભારત
જ્ઞાનમ્ આવૃત્ય તુ તમઃ પ્રમાદે સંજયતિ ઉત

| | | | |
|---|---|---|---|
| ભારત | =હે અર્જુન ! | કર્મણિ | =કર્મમાં (જોડે છે) |
| સત્ત્વમ્ | =સત્ત્વગુણ | તુ | =અને |
| સુખે | =સુખમાં | | |
| સંજયતિ | =જોડે છે, | તમઃ | =તમોગુણ |
| રજઃ | =રજોગુણ | જ્ઞાનમ્ | =જ્ઞાનને |

| | | | |
|---|---|---|---|
| આવૃત્ય | = ઢાંકી દઈને | ઉત | = તેમ જ (આળસ-નિદ્રામાં) |
| પ્રમાદે | = પ્રમાદમાં | સંજયતિ | = જોડે છે. |

**રજસ્તમશ્ચાભિભૂય સત્ત્વં ભવતિ ભારત,**
**રજઃ સત્ત્વં તમશ્ચૈવ તમઃ સત્ત્વં રજસ્તથા. ૧૦**

રજઃ તમઃ ચ અભિભૂય સત્ત્વમ્ ભવતિ ભારત
રજઃ સત્ત્વમ્ તમઃ ચ એવ તમઃ સત્ત્વમ્ રજઃ તથા

| | | | |
|---|---|---|---|
| ભારત | = હે અર્જુન ! | સત્ત્વમ્ | = સત્ત્વ (અને) |
| રજઃ | = રજ | તમઃ | = તમોગુણને (દબાવીને) |
| ચ | = અને | રજઃ | = રજોગુણ (વધે છે) |
| તમઃ | = તમોગુણને | તથા | = તથા |
| અભિભૂય | = દબાવીને | સત્ત્વમ્ | = સત્ત્વ (અને) |
| સત્ત્વમ્ | = સત્ત્વગુણ | રજઃ | = રજોગુણને (દબાવીને) |
| ભવતિ | = વધે છે | તમઃ | = તમોગુણ (વધે છે) |
| ચ | = તથા | | |

**સર્વદ્વારેષુ દેહેઽસ્મિન્પ્રકાશ ઉપજાયતે,**
**જ્ઞાનં યદા તદા વિદ્યાદ્વિવૃદ્ધં સત્ત્વમિત્યુત. ૧૧**

સર્વદ્વારેષુ દેહે અસ્મિન્ પ્રકાશઃ ઉપજાયતે
જ્ઞાનમ્ યદા તદા વિદ્યાત્ વિવૃદ્ધમ્ સત્ત્વમ્ ઇતિ ઉત

| | | | |
|---|---|---|---|
| યદા | = જ્યારે | ઉત | = તથા (સુખ) |
| અસ્મિન્ | = આ | ઉપજાયતે | = ઊપજે છે |
| દેહે | = દેહમાં | તદા | = ત્યારે |
| સર્વદ્વારેષુ | = અંતઃકરણ અને ઇંદ્રિયોમાં | સત્ત્વમ્ | = સત્ત્વગુણ |
| પ્રકાશઃ | = પ્રકાશ | વિવૃદ્ધમ્ | = વધ્યો છે |
| ચ | = અને | ઇતિ | = એમ |
| જ્ઞાનમ્ | = જ્ઞાન | વિદ્યાત્ | = જાણવું. |

**લોભઃ પ્રવૃત્તિરારમ્ભઃ કર્મણામશમઃ સ્પૃહા,**
**રજસ્યેતાનિ જાયન્તે વિવૃદ્ધે ભરતર્ષભ. ૧૨**

લોભઃ પ્રવૃત્તિઃ આરમ્ભઃ કર્મણામ્ અશમઃ સ્પૃહા
રજસિ એતાનિ જાયન્તે વિવૃદ્ધે ભરતર્ષભ

તથાઃ—

| | | | |
|---|---|---|---|
| ભરતર્ષભ | = હે અર્જુન ! | આરમ્ભઃ | = આરંભ, |
| રજસિ | = રજોગુણના | અશમઃ | = {અશાંતિ (મનની ચંચળતા) (અને) |
| વિવૃદ્ધે | = વધવાથી | | |
| લોભઃ | = લોભ, | સ્પૃહા | = (ભોગોની) લાલસા |
| પ્રવૃત્તિઃ | = પ્રવૃત્તિ (તથા) | એતાનિ | = એ બધાં |
| કર્મણામ્ | = કર્મોનો | જાયન્તે | = ઊપજે છે. |

**અપ્રકાશોઽપ્રવૃત્તિશ્ચ પ્રમાદો મોહ એવ ચ,**
**તમસ્યેતાનિ જાયન્તે વિવૃદ્ધે કુરુનન્દન. ૧૩**

અપ્રકાશઃ અપ્રવૃત્તિઃ ચ પ્રમાદઃ મોહઃ એવ ચ
તમસિ એતાનિ જાયન્તે વિવૃદ્ધે કુરુનન્દન

તેમ જઃ—

| | | | |
|---|---|---|---|
| કુરુનન્દન | = હે અર્જુન ! | પ્રમાદઃ | = પ્રમાદ |
| તમસિ | = તમોગુણ | ચ | = અને |
| વિવૃદ્ધે | = વધવાથી | મોહઃ | = મોહ (ભ્રાંતિ) |
| અપ્રકાશઃ | = અપ્રકાશ | એતાનિ | = એ બધાં |
| અપ્રવૃત્તિ | = અપ્રવૃત્તિ | એવ | = જ |
| ચ | = તથા | જાયન્તે | = ઉત્પન્ન થાય છે. |

**યદા સત્ત્વે પ્રવૃદ્ધે તુ પ્રલયં યાતિ દેહભૃત્,**
**તદોત્તમવિદાં લોકાનમલાન્પ્રતિપદ્યતે. ૧૪**

યદા સત્ત્વે પ્રવૃદ્ધે તુ પ્રલયમ્ યાતિ દેહભૃત
તદા ઉત્તમવિદામ્ લોકાન્ અમલાન પ્રતિપદ્યતે

હે અર્જુન!—

| | | | |
|---|---|---|---|
| તુ | = વળી | યદા | = જો |

| | | | |
|---|---|---|---|
| દેહભૃત્ | = દેહધારી | ઉત્તમવિદાગ્ | = ઉત્તમ (દેવાદિની) ઉપાસના કરનારાઓના |
| સત્વ | = સત્ત્વગુણ | અમલાન્ | = પવિત્ર (સ્વર્ગાદિ) |
| પ્રવૃદ્ધે | = વૃદ્ધિમાં | લોકાન્ | = લોકોને |
| પ્રલયમ્ | = મરણ | પ્રતિપદ્યતે | = પામે; |
| યાતિ | = પામે | | |
| તદા | = તો | | |

**રજસિ પ્રલયં ગત્વા કર્મસઙ્ગિષુ જાયતે,**
**તથા પ્રલીનસ્તમસિ મૂઢયોનિષુ જાયતે. ૧૫**

રજસિ પ્રલયમ્ ગત્વા કર્મસઙ્ગિષુ જાયતે
તથા પ્રલીનઃ તમસિ મૂઢયોનિષુ જાયતે

અને—

| | | | |
|---|---|---|---|
| રજસિ | = રજોગુણની વૃદ્ધિમાં | તથા | = તથા |
| પ્રલયમ્ | = મરણ | તમસિ | = તમોગુણની (વૃદ્ધિમાં) |
| ગત્વા | = પામીને | પ્રલીનઃ | = મરેલો પુરુષ (પશુ આદિ) |
| કર્મસઙ્ગિષુ | = કર્મમાં આસક્તિવાળા (મનુષ્યો)માં | મૂઢયોનિષુ | = મૂઢ યોનિઓમાં |
| જાયતે | = જન્મે છે, | જાયતે | = જન્મે છે. |

**કર્મણઃ સુકૃતસ્યાહુઃ સાત્ત્વિકં નિર્મલં ફલમ્,**
**રજસસ્તુ ફલં દુઃખમજ્ઞાનં તમસઃ ફલમ્. ૧૬**

કર્મણઃ સુકૃતસ્ય આહુઃ સાત્ત્વિકમ્ નિર્મલમ્ ફલમ્
રજસઃ તુ ફલમ્ દુઃખમ્ અજ્ઞાનમ્ તમસઃ ફલમ્

કેમ કેઃ—

| | | | |
|---|---|---|---|
| સુકૃતસ્ય | = સાત્ત્વિક | આહુઃ | = કહેલું છે, |
| કર્મણઃ | = કર્મનું | રજસઃ | = રાજસ કર્મનું |
| ફલમ્ | = ફળ | ફલમ્ | = ફળ |
| સાત્ત્વિકમ્ | = સાત્ત્વિક (અને) | દુઃખમ્ | = દુઃખ (છે), |
| નિર્મલમ્ | = નિર્મળ | | |

| | | | |
|---|---|---|---|
| તુ | = અને | ફલમ્ | = ફળ |
| તમસઃ | = તામસ કર્મનું | અજ્ઞાનમ્ | = અજ્ઞાન (કહેલું છે) |

**સત્ત્વાત્સંજાયતે જ્ઞાનં રજસો લોભ એવ ચ,**
**પ્રમાદમોહૌ તમસો ભવતોઽજ્ઞાનમેવ ચ. ૧૭**

સત્ત્વાત્ સંજાયતે જ્ઞાનમ્ રજસ લોભઃ એવ ચ
પ્રમાદમોહૌ તમસઃ ભવતઃ અજ્ઞાનમ્ એવ ચ

તથા —

| | | | |
|---|---|---|---|
| સત્ત્વાત્ | = સત્ત્વગુણથી | ચ | = તથા |
| જ્ઞાનમ્ | = જ્ઞાન | તમસઃ | = તમોગુણથી |
| સંજાયતે | = ઉત્પન્ન થાય છે | પ્રમાદમોહૌ | = પ્રમાદ અને મોહ |
| ચ | = અને | ભવતઃ | = ઉપજે છે (અને) |
| રજસઃ | = રજોગુણથી | અજ્ઞાનમ્ | = અજ્ઞાન |
| લોભઃ એવ | = લોભ જ (ઉપજે છે) | એવ | = પણ (થાય છે.) |

**ઊર્ધ્વં ગચ્છન્તિ સત્ત્વસ્થા મધ્યે તિષ્ઠન્તિ રાજસાઃ,**
**જઘન્યગુણવૃત્તિસ્થા અધો ગચ્છન્તિ તામસાઃ. ૧૮**

ઊર્ધ્વમ્ ગચ્છન્તિ સત્ત્વસ્થાઃ મધ્યે તિષ્ઠન્તિ રાજસાઃ
જઘન્યગુણવૃત્તિસ્થાઃ અધઃ ગચ્છન્તિ તામસાઃ

| | | | |
|---|---|---|---|
| સત્ત્વસ્થાઃ | = સાત્ત્વિક વૃત્તિમાં રહેનારા | તિષ્ઠન્તિ | = રહે છે. |
| ઊર્ધ્વમ્ ગચ્છન્તિ | = સ્વર્ગાદિ લોકમાં જાય છે, | જઘન્યગુણ-વૃત્તિસ્થાઃ | = તામસ વૃત્તિમાં રહેનારા |
| રાજસાઃ | = રાજસ વૃત્તિવાળા | તામસાઃ | = તામસ પુરુષો |
| મધ્યે | = મનુષ્યલોકમાં | અધઃ | = અધોગતિને |
| | | ગચ્છન્તિ | = પામે છે. |

**નાન્યં ગુણેભ્યઃ કર્તારં યદા દ્રષ્ટાનુપશ્યતિ,**
**ગુણેભ્યશ્ચ પરં વેત્તિ મદ્ભાવં સોઽધિગચ્છતિ. ૧૯**

ન અન્યમ્ ગુણેભ્યઃ કર્તારમ્ યદા દ્રષ્ટા અનુપશ્યતિ
ગુણેભ્યઃ ચ પરમ્ વેત્તિ મદ્ભાવમ્ સઃ અધિગચ્છતિ

હે અર્જુન !—

| | | | |
|---|---|---|---|
| યદા | = જ્યારે | ગુણેભ્યઃ | = ગુણોથી |
| દ્રષ્ટા | = દ્રષ્ટા (સાક્ષી) | પરમ્ | = પર (ન્યારા) (પરમાત્માને) |
| ગુણેભ્યઃ | = ગુણોથી (દેહ ઇન્દ્રિયાદિથી) | વેત્તિ | = જાણે છે (ત્યારે) |
| અન્યમ્ | = બીજાને | સઃ | = તે (પુરુષ) |
| કર્તારમ્ | = કર્તા | મદ્ભાવમ્ | = મારા સ્વરૂપને |
| ન અનુપશ્યતિ | = જોતો નથી, | અધિગચ્છતિ | = પામે છે. |
| ચ | = તથા | | |

**ગુણાનેતાનતીત્ય ત્રીન્દેહી દેહસમુદ્ભવાન્,**
**જન્મમૃત્યુજરાદુઃખૈર્વિમુક્તોઽમૃતમશ્નુતે. ૨૦**

ગુણાન્ એતાન્ અતીત્ય ત્રીન્ દેહી દેહસમુદ્ભવાન્
જન્મમૃત્યુજરાદુઃખૈઃ વિમુક્તઃ અમૃતમ્ અશ્નુતે

| | | | |
|---|---|---|---|
| દેહી | = જીવાત્મા | અતીત્ય | = ઓળંગીને |
| દેહસમુદ્ભવાન્ | = દેહને ઉત્પન્ન કરનારા (બીજરૂપ) | જન્મમૃત્યુજરાદુઃખૈઃ | = જન્મ, મૃત્યુ, ઘડપણ વગેરે દુઃખોથી |
| એતાન્ | = એ (માયાના) | વિમુક્તઃ | = મુક્ત થઈ |
| ત્રીન્ | = ત્રણ | અમૃતમ્ | = પરમાનંદને |
| ગુણાન્ | = ગુણોને | અશ્નુતે | = પામે છે. |

અર્જુન ઉવાચ

**કૈર્લિઙ્ગૈસ્ત્રીન્ગુણાનેતાનતીતો ભવતિ પ્રભો,**
**કિમાચારઃ કથં ચૈતાંસ્ત્રીન્ગુણાનતિવર્તતે. ૨૧**

કૈઃ લિઙ્ગૈઃ ત્રીન્ ગુણાન્ એતાન્ અતીતઃ ભવતિ પ્રભો
કિમાચારઃ કથમ્ ચ એતાન્ ત્રીન્ ગુણાન્ અતિવર્તતે

| | | | |
|---|---|---|---|
| પ્રભો | = હે પ્રભુ ! | ભવતિ | = હોય છે |
| એતાન્ | = એ | ચ | = તથા |
| ત્રીન્ | = ત્રણે | એતાન્ | = એ |
| ગુણાન્ | = ગુણોને | ત્રીન્ | = ત્રણ |
| અતીતઃ | = પાર પામેલો | ગુણાન્ | = ગુણોને |
| કૈઃ લિઙ્ગૈઃ | = કયાં લક્ષણવાળો (તથા) | કથમ્ | = કેવી રીતે |
| કિમાચારઃ | = કેવા આચારવાળો | અતિવર્તતે | = ઓળંગે છે ? |

શ્રી ભગવાનુવાચ

**પ્રકાશં ચ પ્રવૃત્તિં ચ મોહમેવ ચ પાણ્ડવ,**
**ન દ્વેષ્ટિ સંપ્રવૃત્તાનિ ન નિવૃત્તાનિ કાઙ્ક્ષતિ. ૨૨**

પ્રકાશમ્ ચ પ્રવૃત્તિમ્ ચ મોહમ્ એવ ચ પાણ્ડવ
ન દ્વેષ્ટિ સંપ્રવૃત્તાનિ ન નિવૃત્તાનિ કાઙ્ક્ષતિ

| | | | |
|---|---|---|---|
| પાણ્ડવ | = હે અર્જુન ! (જે પુરુષ) | સંપ્રવૃત્તાનિ | = સ્વયં ઉત્પન્ન થયેલાંને (દુઃખરૂપ જાણીને) |
| પ્રકાશમ્ | = (સત્ત્વગુણના કાર્ય) પ્રકાશ | ન દ્વેષ્ટિ | = દ્વેષ કરતો નથી |
| ચ | = તથા | ચ | = અને |
| પ્રવૃત્તિમ્ | = (રજોગુણનાં કાર્ય) પ્રવૃત્તિને | નિવૃત્તાનિ | = નિવૃત્તિને (નાશને) |
| ચ એવ | = તેમ જ | ન કાઙ્ક્ષતિ | = (સુખરૂપ જાણી) ઇચ્છતો નથી; |
| મોહમ્ | = (તમોગુણના કાર્ય) મોહને | | |

**ઉદાસીનવદાસીનો ગુણૈર્યો ન વિચાલ્યતે,**
**ગુણા વર્તન્ત ઇત્યેવ યોઽવતિષ્ઠતિ નેઙ્ગતે. ૨૩**

ઉદાસીનવત્ આસીનઃ ગુણૈઃ યઃ ન વિચાલ્યતે
ગુણાઃ વર્તન્તે ઇતિ એવ યઃ અવતિષ્ઠતિ ન ઇઙ્ગતે

તથા:—

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે (પુરુષ) | આસીનઃ | = આત્મામાં સ્થિર રહેલો |
| ઉદાસીનવત્ | = ઉદાસીનની પેઠે | | |

પ્રસૃતા = વિસ્તાર પામેલી (છે)
તમ્ = તે
એવ = જ
આદ્યમ્ = આદિ
પુરુષમ્ = પુરુષને (હું)
પ્રપદ્યે = શરણુ છું (એવો) દૃઢનિશ્ચય કરીને)
તતઃ = તે પછી
તત્ = તે
પદમ્ = (પરમ)પદ(રૂપ પરબ્રહ્મ)ને
પરિમાર્ગિતવ્યમ્ = (ગુરુ પાસે જઈ) વિચારવું જોઈએ, (કે)
યસ્મિન્ ગતાઃ = જેમાં ગયેલા (જેને પામેલા (પુરુષ)
ભૂયઃ = ફરીથી
ન નિવર્તન્તિ = (સંસારમાં) પાછા આવતા નથી.

**નિર્માનમોહા જિતસઙ્ગદોષા અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ,**
**દ્વન્દ્વૈર્વિમુક્તાઃ સુખદુઃખસંજ્ઞૈર્ગચ્છન્ત્યમૂઢાઃ પદમવ્યયં તત્.**

નિર્માનમોહાઃ જીતસઙ્ગદોષાઃ અધ્યાત્મનિત્યાઃ વિનિવૃત્તકામાઃ
દ્વન્દ્વૈઃ વિમુક્તાઃ સુખદુઃખસંજ્ઞૈઃ ગચ્છન્તિ અમૂઢાઃ પદમ્ અવ્યયમ્ તત્

નિર્માનમોહાઃ = માન (ગર્વ) અને મોહ (અજ્ઞાન) રહિત,
જિતસઙ્ગદોષાઃ = આસક્તિથી ઉપજેલા રાગાદિ દોષોને જીતનારા,
સુખદુઃખસંજ્ઞૈઃ = સુખદુઃખ નામના
દ્વન્દ્વૈઃ = દ્વંદ્વોથી
વિમુક્તાઃ = છૂટેલા
વિનિવૃત્તકામાઃ = જેમની વાસનાઓ નાશ પામેલી છે એવા
અધ્યાત્મનિત્યાઃ = નિરંતર પ્રભુપરાયણ (પુરુષો) (તથા)
અમૂઢાઃ = જ્ઞાની (પુરુષો)
તત્ = તે
અવ્યયમ્ = અવિનાશી
પદમ્ = (પરમ)પદને
ગચ્છન્તિ = પામે છે.

**ન તદ્‌ભાસયતે સૂર્યો ન શશાઙ્કો ન પાવકઃ,**
**યદ્‌ગત્વા ન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ.** ૬

ન તત્ ભાસયતે સૂર્યઃ ન શશાઙ્કઃ ન પાવકઃ
યત્ ગત્વા ન નિવર્તન્તે તત્ ધામ પરમમ્ મમ

અને :—

| | | | |
|---|---|---|---|
| યત્ | = જે (પરમપદ)ને | તત્ | = તેને (સ્વયં પ્રકાશમય પરમ ધામને) |
| ગત્વા | = પ્રાપ્ત થયેલા (મનુષ્ય) | ન | = ન (તો) |
| ન નિવર્તન્તે | = પાછા (સંસારમાં) આવતા નથી | સૂર્યઃ | = સૂર્ય |
| તત્ | = તે | ન | = ન (તો) |
| મમ | = મારું | શશાઙ્કઃ | = ચન્દ્રમા (અથવા) |
| પરમમ્ | = પરમ | પાવકઃ ન ભાસયતે | = (ન તો) અગ્નિ (પણ) પ્રકાશિત કરી શકે છે. |
| ધામ | = ધામ (છે), | | |

**મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ,**
**મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ. ૭**
**શરીરં યદવાપ્નોતિ યચ્ચાપ્યુત્ક્રામતીશ્વરઃ,**
**ગૃહીત્વૈતાનિ સંયાતિ વાયુર્ગન્ધાનિવાશયાત્. ૮**

મમ એવ અંશઃ જીવલોકે જીવભૂતઃ સનાતનઃ
મનઃષષ્ઠાનિ ઇન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ
શરીરમ્ યત્ અવાપ્નોતિ યત્ ચ અપિ ઉત્ક્રામતિ ઈશ્વરઃ
ગૃહીત્વા એતાનિ સંયાતિ વાયુઃ ગન્ધાન્ ઇવ આશયાત્

હે અર્જુન !—

| | | | |
|---|---|---|---|
| મમ એવ | = મારો જ | યત્ (યદા) | = જ્યારે |
| સનાતનઃ | = સનાતન | શરીરમ્ | = શરીરને |
| અંશઃ | = અંશ | અવાપ્નોતિ | = ધારણ કરે છે, (ત્યારે) |
| જીવલોકે | = આ દેહમાં | | |
| જીવભૂતઃ | = જીવરૂપ થયો છે (અને) | પ્રકૃતિસ્થાનિ | = પ્રકૃતિમાં (દેહમાં) રહેલી |
| ઈશ્વરઃ | = દેહાદિનો સ્વામી (તે જીવાત્મા) | મનઃષષ્ઠાનિ | = મનસહિત પાંચેય |
| | | ઇન્દ્રિયાણિ | = ઇંદ્રિયોને |

| | | | |
|---|---|---|---|
| કર્ષતિ | = ખેંચી લે છે, | વાયુઃ | = વાયુ |
| ચ | = તથા | ઇવ | = જેમ |
| યત્ (યદા) | = જ્યારે (શરીરને) | ગન્ધાન્ | = ગંધને (લઈ જાય છે તેમ) |
| ઉત્ક્રામતિ | = છોડીને જાય છે (ત્યારે) | એતાનિ | = એ ઇંદ્રિયોને |
| અપિ | = પણ | ગૃહીત્વા, સંયાતિ | = સાથે લઈ જાય છે; |
| આશયાત્ | = ગંધના સ્થાનથી | | |

**શ્રોત્રં ચક્ષુઃ સ્પર્શનં ચ રસનં ઘ્રાણમેવ ચ,**
**અધિષ્ઠાય મનશ્ચાયં વિષયાનુપસેવતે. ૯**

શ્રોત્રમ્ ચક્ષુઃ સ્પર્શનમ્ ચ રસનમ્ ઘ્રાણમ્ એવ ચ
અધિષ્ઠાય મનઃ ચ અયમ્ વિષયાન્ ઉપસેવતે

અને તે શરીરમાં રહેલો—

| | | | |
|---|---|---|---|
| અયમ્ | = આ (જીવાત્મા) | ઘ્રાણમ્ | = નાક (એ ઇંદ્રિયો) |
| શ્રોત્રમ્ | = કાન | ચ એવ | = તેમ જ |
| ચક્ષુઃ | = આંખ | મનઃ | = મનને |
| ચ | = તથા | અધિષ્ઠાય | = આશ્રય કરી |
| સ્પર્શનમ્ | = ચામડી | વિષયાન્ | = વિષયોને |
| ચ | = અને | ઉપસેવતે | = સેવે છે. |
| રસનમ્ | = જીભ | | |

**ઉત્ક્રામન્તં સ્થિતં વાપિ ભુંજાનં વા ગુણાન્વિતમ્,**
**વિમૂઢા નાનુપશ્યન્તિ પશ્યન્તિ જ્ઞાનચક્ષુષઃ. ૧૦**

ઉત્ક્રામન્તમ્ સ્થિતમ્ વા અપિ ભુંજાનમ્ વા ગુણાન્વિતમ્
વિમૂઢાઃ ન અનુપશ્યન્તિ પશ્યન્તિ જ્ઞાનચક્ષુષઃ

પરંતુઃ—

| | | | |
|---|---|---|---|
| ઉત્ક્રામન્તમ્ | = શરીર છોડીને જતા | વા | = અથવા |
| વા | = અથવા | ગુણાન્વિતમ્ | = સુખદુઃખાદ્યુક્ત અથવા દેહેંદ્રિયયુક્ત |
| સ્થિતમ્ | = શરીરમાં રહેલા | | |

| | |
|---|---|
| ભુંજાનમ્ = વિષયોને ભોગવતા | ન અનુપશ્યન્તિ = જાણતા નથી, |
| અપિ = છતાં (એને) | જ્ઞાનચક્ષુષઃ = જ્ઞાનરૂપી આંખોવાળા (જ્ઞાનીઓ) |
| વિમૂઢાઃ = અજ્ઞાનીઓ+ | પશ્યન્તિ = જાણે છે |

**યતન્તો યોગિનશ્ચૈનં પશ્યન્ત્યાત્મન્યવસ્થિતમ્,**
**યતન્તોઽપ્યકૃતાત્માનો નૈનં પશ્યન્ત્યચેતસઃ. ૧૧**

યતન્તઃ યોગિનઃ ચ એનમ્ પશ્યન્તિ આત્મનિ અવસ્થિતમ્
યતન્તઃ અપિ અકૃતાત્માનઃ ન એનમ્ પશ્યન્તિ અચેતસઃ

| | |
|---|---|
| યતન્તઃ = યત્ન કરતા | અકૃતાત્માનઃ = અશુદ્ધ ચિત્તવાળા |
| યોગિનઃ = યોગીઓ | અચેતસઃ = અજ્ઞાની (મનુષ્યો) |
| આત્મનિ = પોતાના હૃદયમાં | યતન્તઃ = યત્ન કરતાં છતાં |
| અવસ્થિતમ્ = રહેલા | અપિ = પણ |
| એનમ્ = એ આત્માને | એનમ્ = એ (આત્મા)ને |
| પશ્યન્તિ = (તત્ત્વથી) જાણે છે | ન પશ્યન્તિ = જાણતા નથી. |
| ચ = પરંતુ | |

**યદાદિત્યગતં તેજો જગદ્ભાસયતેઽખિલમ્,**
**યચ્ચન્દ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્. ૧૨**

યત્ આદિત્યગતમ્ તેજઃ જગત્ ભાસયતે અખિલમ્
યત્ ચન્દ્રમસિ યત્ ચ અગ્નૌ તત્ તેજઃ વિદ્ધિ મામકમ્

| | |
|---|---|
| યત્ = જે | ચ = તથા |
| તેજઃ = તેજ | યત્ = જે |
| આદિત્યગતમ્ = સૂર્યમાં રહેલું (છે,) | ચન્દ્રમસિ = ચંદ્રમાં રહેલું છે, (અને) |

+ આવા અજ્ઞાનીઓ બાહ્ય કર્મો ત્યજી દઈને અકર્મી (ત્યાગી) ભેખધારી બની જાય, કિંવા જ્ઞાનને ગોખી મારીને મહાત્મામાં ખપે, તોપણ અંદરથી તો ઊલટા વધારે જાડા, વિષયી, ખટપટી અને લોભી બનતા હોવાથી યત્ન કરતા છતાં જોતા નથી.

| | | | |
|---|---|---|---|
| યત્ | = જે | તત્ | = તે |
| અગ્નૌ | = અગ્નિમાં રહેલું છે | તેજઃ | = તેજ |
| અખિલમ્ | = (અને જે) સંપૂર્ણ | મામકમ્ | = મારું જ |
| જગત્ | = જગતને | | |
| ભાસયતે | = પ્રકાશિત કરે છે | વિદ્ધિ | = જાણ. |

**ગામાવિશ્ય ચ ભૂતાનિ ધારયામ્યહમોજસા,**
**પુષ્ણામિ ચૌષધીઃ સર્વાઃ સોમો ભૂત્વા રસાત્મકઃ. ૧૩**

ગામ્ આવિશ્ય ચ ભૂતાનિ ધારયામિ અહમ્ ઓજસા
પુષ્ણામિ ચ ઔષધીઃ સર્વાઃ સોમઃ ભૂત્વા રસાત્મકઃ

| | | | |
|---|---|---|---|
| ચ | = અને | ચ | = અને |
| અહમ્ | = હું (જ) | રસાત્મકઃ | = રસસ્વરૂપ |
| ગામ્ | = પૃથ્વીમાં | સોમઃ | = ચંદ્રમારૂપ |
| આવિશ્ય | = પ્રવેશ કરીને | ભૂત્વા | = થઈને |
| ઓજસા | = મારી પોતાની શક્તિથી | સર્વાઃ | = સઘળી |
| ભૂતાનિ | = (સર્વ) ભૂતોને | ઔષધીઃ | = વનસ્પતિઓને |
| ધારયામિ | = ધારણ કરું છું; | પુષ્ણામિ | = પોષું છું. |

**અહં વૈશ્વાનરો ભૂત્વા પ્રાણિનાં દેહમાશ્રિતઃ,**
**પ્રાણાપાનસમાયુક્તઃ પચામ્યન્નં ચતુર્વિધમ્. ૧૪**

અહમ્ વૈશ્વાનરઃ ભૂત્વા પ્રાણિનામ્ દેહમ્ આશ્રિતઃ
પ્રાણાપાનસમાયુક્તઃ પચામિ અન્નમ્ ચતુર્વિધમ્

તથાઃ—

| | | | |
|---|---|---|---|
| અહમ્ | = હું (જ) | દેહમ્ | = શરીરમાં |
| વૈશ્વાનરઃ | = વૈશ્વાનર (અગ્નિરૂપ) | આશ્રિતઃ | = રહી |
| ભૂત્વા | = થઈ | પ્રાણાપાન-સમાયુક્તઃ | = પ્રાણ તથા અપાન વાયુ દ્વારા પ્રજ્વલિત થઈ |
| પ્રાણિનામ્ | = સર્વ પ્રાણીઓના | | |

| | | | |
|---|---|---|---|
| ચતુર્વિધમ્ | = ચાર પ્રકારના× | અન્નમ્ | = અન્નને |
| | | પચામિ | = પચાવું છું. |

**સર્વસ્ય ચાહં હૃદિ સંનિવિષ્ટો મત્તઃ સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ,**
**વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યો વેદાન્તકૃદ્વેદવિદેવ ચાહમ્. ૧૫**

સર્વસ્ય ચ અહમ્ હૃદિ સંનિવિષ્ટઃ મત્તઃ સ્મૃતિઃ જ્ઞાનમ્ અપોહનમ્ ચ
વેદૈઃ ચ સર્વૈઃ અહમ્ એવ વેદ્યઃ વેદાન્તકૃત્ વેદવિત્ એવ ચ અહમ્

| | | | |
|---|---|---|---|
| ચ | = અને | ચ | = તથા |
| અહમ્ | = હું (જ) | સર્વૈઃ | = સઘળા |
| સર્વસ્ય | = સર્વે પ્રાણીઓના | વેદૈઃ | = વેદો વડે |
| હૃદિ | = હૃદયમાં | અહમ્ | = હું |
| સંનિવિષ્ટઃ | = અંતર્યામીરૂપે રહેલો છું (તથા) | એવ | = જ |
| મત્તઃ | = મારાથી જ | વેદ્યઃ | = જાણવાયોગ્ય (છું) |
| સ્મૃતિઃ | = સ્મૃતિ | વેદાન્તકૃત્ | = વેદાંતોનો કર્તા |
| જ્ઞાનમ્ | = જ્ઞાન | ચ | = અને |
| ચ | = અને | વેદવિત્ | = વેદના તત્ત્વને જાણનારો (પણ) |
| અપોહનમ્+ | = દોષનિવારણ (થાય છે) | અહમ્ એવ | = હું જ (છું.) |

**દ્વાવિમૌ પુરુષૌ લોકે ક્ષરશ્ચાક્ષર એવ ચ,**
**ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ કૂટસ્થોઽક્ષર ઉચ્યતે. ૧૬**

દ્વૌ ઇમૌ પુરુષૌ લોકે ક્ષરઃ ચ અક્ષરઃ એવ ચ
ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ કૂટસ્થઃ અક્ષરઃ ઉચ્યતે

| | | | |
|---|---|---|---|
| લોકે | = આ સંસારમાં | ચ એવ | = તેમ જ |
| ક્ષરઃ | = નાશવાન | અક્ષરઃ | = અવિનાશી |

× ભક્ષ્ય–ચાવીને ખાવાના, ભોજ્ય–ગળી જવાના, લેહ્ય–ચાટવાના, ચોષ્ય–ચૂસવાના

\+ વિચાર દ્વારા બુદ્ધિમાં રહેનાર સંશય, વિપર્યય (મિથ્યા જ્ઞાન) વગેરે દોષોને હઠાવવાનું નામ 'અપોહન' છે.

| | | | |
|---|---|---|---|
| ઇમૌ | = (એવા) આ | ક્ષરઃ | = નાશવાન |
| દ્વૌ | = બે | ચ | = અને |
| પુરુષૌ | = પુરુષો (છે.) | કૂટસ્થઃ | = માયા |
| સર્વાણિ | = સઘળાં | અક્ષરઃ | = અવિનાશી |
| ભૂતાનિ | = પ્રાણીઓ | ઉચ્યતે | = કહેવાય છે. |

**ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ પરમાત્મેત્યુદાહૃતઃ,**
**યો લોકત્રયમાવિશ્ય બિભર્ત્યવ્યય ઈશ્વરઃ. ૧૭**

ઉત્તમઃ પુરુષઃ તુ અન્યઃ પરમાત્મા ઇતિ ઉદાહૃતઃ
યઃ લોકત્રયમ્ આવિશ્ય બિભર્તિ અવ્યયઃ ઈશ્વરઃ

તે બંનેથી.—

| | | | |
|---|---|---|---|
| ઉત્તમઃ | = ઉત્તમ | બિભર્તિ | = (સઘળાં પ્રાણીનું) ધારણ–પોષણ કરે છે |
| પુરુષઃ | = પુરુષ | અવ્યયઃ | = (તે) અવિનાશી |
| તુ | = તો | ઈશ્વરઃ | = પરમેશ્વર |
| અન્યઃ | = જુદો જ (છે) | પરમાત્મા | = પરમાત્મા |
| યઃ | = જે | ઇતિ | = એ પ્રમાણે |
| લોકત્રયમ્ | = ત્રણે લોકમાં | ઉદાહૃતઃ | = કહેવાયેલો છે; |
| આવિશ્ય | = વ્યાપીને | | |

**યસ્માત્ક્ષરમતીતોઽહમક્ષરાદપિ ચોત્તમઃ,**
**અતોઽસ્મિ લોકે વેદે ચ પ્રથિતઃ પુરુષોત્તમઃ. ૧૮**

યસ્માત્ ક્ષરમ્ અતીતઃ અહમ્ અક્ષરાત્ અપિ ચ ઉત્તમઃ
અતઃ અસ્મિ લોકે વેદે ચ પ્રથિતઃ પુરુષોત્તમઃ

| | | | |
|---|---|---|---|
| યસ્માત્ | = કારણ કે | અક્ષરાત્ | = અવિનાશી માયાથી (કે જીવાત્માથી) |
| અહમ્ | = હું | | |
| ક્ષરમ્ | = નાશવાન (ક્ષેત્રથી) | | |
| અતીતઃ | = અતીત (છું) | અપિ | = પણ |
| ચ | = અને | ઉત્તમઃ | = ઉત્તમ (છું.) |

| | | | |
|---|---|---|---|
| અતઃ | = તેથી | વેદે | = વેદમાં (પણ) |
| લોકે | = લોકમાં | પુરુષોત્તમઃ | = પુરુષોત્તમ (નામથી) |
| ચ | = તથા | પ્રથિતઃ અસ્મિ | = પ્રસિદ્ધ છું. |

**યો મામેવમસંમૂઢો જાનાતિ પુરુષોત્તમમ્,**
**સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત. ૧૯**

યઃ મામ્ એવમ્ અસંમૂઢઃ જાનાતિ પુરુષોત્તમમ્
સઃ સર્વવિત્ ભજતિ મામ્ સર્વભાવેન ભારત

| | | | |
|---|---|---|---|
| ભારત | = હે ભારત ! | જાનાતિ | = જાણે છે |
| એવમ્ | = એ પ્રમાણે | સઃ | = તે |
| યઃ | = જે | સર્વવિત્ | = સર્વજ્ઞ (પુરુષ) |
| અસંમૂઢઃ | = જ્ઞાની (પુરુષ) | સર્વભાવેન | = સર્વ પ્રકારે |
| મામ્ | = મને | મામ્ | = મને (જ) |
| પુરુષોત્તમમ્ | = પુરુષોત્તમ | ભજતિ | = ભજે છે. |

**ઇતિ ગુહ્યતમં શાસ્ત્રમિદમુક્તં મયાનઘ,**
**એતદ્બુદ્ધ્વા બુદ્ધિમાન્સ્યાત્ કૃતકૃત્યશ્ચ ભારત. ૨૦**

ઇતિ ગુહ્યતમમ્ શાસ્ત્રમ્ ઇદમ્ ઉક્તમ્ મયા અનઘ
એતત્ બુદ્ધ્વા બુદ્ધિમાન્ સ્યાત્ કૃતકૃત્યઃ ચ ભારત

| | | | |
|---|---|---|---|
| અનઘ | = હે નિષ્પાપ | ઉક્તમ્ | = (તને) કહ્યું: |
| ભારત | = અર્જુન ! | એતત્ | = એને |
| ઇતિ | = એ પ્રમાણે | બુદ્ધ્વા | = જાણવાથી (મનુષ્ય) |
| મયા | = મેં | બુદ્ધિમાન્ | = જ્ઞાનવાન |
| ઇદમ્ | = આ | ચ | = અને |
| ગુહ્યતમમ્ | = અતિ ગુહ્ય | કૃતકૃત્યઃ | = કૃતાર્થ |
| શાસ્ત્રમ્ | = શાસ્ત્ર | સ્યાત્ | = થાય છે. |

ૐ તત્સદિતિ શ્રીમદ્ ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે પુરુષોત્તમયોગો નામ પંચદશોઽધ્યાયઃ ૧૫

# અધ્યાય ૧૬ મો

શ્રી ભગવાનુવાચ

અભયં સત્ત્વસંશુદ્ધિર્જ્ઞાનયોગવ્યવસ્થિતિઃ,
દાનં દમશ્ચ યજ્ઞશ્ચ સ્વાધ્યાયસ્તપ આર્જવમ્. ૧

અભયમ્ સત્ત્વસંશુદ્ધિઃ જ્ઞાનયોગવ્યવસ્થિતિઃ
દાનમ્ દમઃ ચ યજ્ઞઃ ચ સ્વાધ્યાયઃ તપઃ આર્જવમ્

| | | | |
|---|---|---|---|
| અભયમ્ | =અભય | જ્ઞાનયોગ-વ્યવસ્થિતિઃ | =તત્ત્વજ્ઞાન તથા ધ્યાનમાં નિષ્ઠા |
| સત્ત્વસંશુદ્ધિઃ+ | =ચિત્તની નિર્મળતા | | |

+ અહીં ભગવાન શંકરાચાર્ય પોતાના ભાષ્યમાં નીચેના ભાવનું સમજાવે છેઃ-

સત્ત્વસંશુદ્ધિ એટલે અંતઃકરણની વિશેષ શુદ્ધિ-અર્થાત્ વ્યવહારમાં જૂઠ, કપટ, ઠગાઈ ઇત્યાદિ અવગુણો છોડી દઈને શુદ્ધ ભાવથી આચરણ કરવું તે.

જ્ઞાનયોગવ્યવસ્થિતિ-એમાં જ્ઞાન એટલે આત્માદિ પદાર્થોને યથાવત્ જાણવા તે; યોગ એટલે ઇંદ્રિયાદિના નિગ્રહથી ચિત્તને એકાગ્ર કરીને જાણેલા પરમ પદાર્થનો સાક્ષાત્કાર અથવા અનુભવ કરવો તે; અને વ્યવસ્થિતિ એટલે એ જેવ પરમાત્મામાં વિશેષ સ્થિતિ-તન્મયતા-હોવી તે.

(આ હકીકત અહીં એટલા માટે અપાઈ છે, કે હવે તો કેટલાએક વામમાર્ગી જેવા છતાં ધર્મોત્મામાં ખપ્યા કરતા ધર્મઢોંગીને વેદાંતનાં સાધન-ચતુષ્ટયના વિસ્તારરૂપ એવી આ અધ્યાયમાં કહેલી સાધનસંપત્તિ-તેની સાથે, ધર્મશાસ્ત્ર સાથે અથવા તો ભગવાન શંકરાચાર્ય જેવા મહર્ષિઓની આવી આવી અગત્યની સૂચનાઓ સાથે કંઈ પણ લેવાદેવા નહિ હોવાથી, તેઓ તો માત્ર અમુકતમુક પોથાં ગોખી-ગોખાવીને 'अहं ब्रह्मास्मि' કહેવા-કહેવ-રાવવામાં જ બ્રહ્મસાક્ષાત્કાર ઠોકી બેસાડે છે; માટે એવાઓથી સૌ કોઈએ સાવચેત રહેવા જેવું છે. —ભિક્ષુ અખંડાનંદ)

| | | | |
|---|---|---|---|
| ચ | = અને | સ્વાધ્યાય: | = અધ્યયન (વેદાદિ શાસ્ત્રોનાં પઠન-પાઠન) |
| દાનમ્ | = દાન× | તપ: | = તપ |
| દમ: | = ઇંદ્રિયોનો નિગ્રહ | ચ | = અને |
| યજ્ઞ: | = યજ્ઞ (શ્રૌત* તથા સ્માર્ત) | આર્જવમ્ | = ચિત્તની સરળતા, |

**અહિંસાસત્યમક્રોધસ્ત્યાગઃ શાન્તિરપૈશુનમ્,**
**દયા ભૂતેષ્વલોલુપ્ત્વં માર્દવં હ્રીરચાપલમ્. ૨**

અહિંસા સત્યમ્ અક્રોધઃ ત્યાગઃ શાન્તિઃ અપૈશુનમ્
દયા ભૂતેષુ અલોલુપ્ત્વમ્ માર્દવમ હ્રીઃ અચાપલમ્

તથા.—

| | | | |
|---|---|---|---|
| અહિંસા | = અહિંસા+ | ભૂતેષુ | = પ્રાણીઓ ઉપર |
| સત્યમ્ | = સત્ય÷ | દયા | = દયા (રાખવી) |
| અક્રોધઃ | = ક્ષમા | અલોલુપ્ત્વમ્ | = વિષયોની લાલસાનો અભાવ |
| ત્યાગઃ | = (વાસના સહિત કર્મ-ફળનો) ત્યાગ | માર્દવમ્ | = મૃદુતા (તથા) |
| શાન્તિઃ | = ચિત્તની શાંતિ | હ્રીઃ | = (બૂરા કાર્યમાં) લજ્જા (અને) |
| અપૈશુનમ્ | = ચાડી ન કરવી તે (તથા) | અચાપલમ્ | = વ્યર્થ ચેષ્ટાઓમાં અચપળતા, |

× ગીતાજીના ૧૭મા અધ્યાયના ૨૦મા શ્લોકમાં તેનો વિસ્તાર કરવામાં આવેલો છે.

* શ્રૌતયજ્ઞ—વિષ્ણુયાગ, અગ્નિહોત્રાદિ યજ્ઞો
સ્માર્તયજ્ઞ—બ્રહ્મયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ વગેરે.

+ મન, વાણી અને શરીરથી કોઈ પ્રકારે પણ કોઈને પણ કષ્ટ ન દેવું તે અહિંસા છે.

÷ યથાર્થ અને પ્રિય ભાષણ (અંતઃકરણ અને ઇંદ્રિયો દ્વારા જેવો નિશ્ચય કર્યો હોય એવો ને એવો જ પ્રિય શબ્દોમાં કહેવો તેનું નામ સત્ય ભાષણ છે.)

**તેજઃ ક્ષમા ધૃતિઃ શૌચમદ્રોહો નાતિમાનિતા,**
**ભવન્તિ સંપદં દૈવીમભિજાતસ્ય ભારત. ૩**

તેજઃ ક્ષમા ધૃતિઃ શૌચમ્ અદ્રોહઃ ન અતિમાનિતા
ભવન્તિ સંપદમ્ દૈવીમ્ અભિજાતસ્ય ભારત

તથાઃ—

| | | | |
|---|---|---|---|
| ભારત | = હે ભારત ! | ન અતિમાનિતા | = પોતાને વિષે અત્યંત પૂજ્યપણાની ભાવનાનો અભાવ અને પૂજ્યોમાં નમ્રતા (એ બધાં) |
| તેજઃ× | = પ્રભાવ | દૈવીમ્ | = દૈવી (સાત્ત્વિક) |
| ક્ષમા | = ક્ષમા | સંપદમ્ | = સંપત્તિને |
| ધૃતિ | = ધીરજ | અભિજાતસ્ય | = પ્રાપ્ત કરી જન્મેલા પુરુષનાં (લક્ષણો) |
| શૌચમ્ | = અંદર અને બહારની પવિત્રતા | ભવન્તિ | = છે. |
| અદ્રોહઃ | = કોઈમાં શત્રુભાવ ન હોવો | | |

**દમ્ભો દર્પોઽભિમાનશ્ચ ક્રોધઃ પારુષ્યમેવ ચ,**
**અજ્ઞાનં ચાભિજાતસ્ય પાર્થ સંપદમાસુરીમ્. ૪**

દમ્ભઃ દર્પઃ અભિમાનઃ ચ ક્રોધઃ પારુષ્યમ્ એવ ચ
અજ્ઞાનમ્ ચ અભિજાતસ્ય પાર્થ સંપદમ્ આસુરીમ્

| | | | |
|---|---|---|---|
| પાર્થ | = હે પાર્થ ! | ચ | = તથા |
| દમ્ભઃ | = પાખંડ | ક્રોધઃ | = ક્રોધ |
| દર્પઃ | = ગર્વ | ચ | = અને |
| ચ | = અને | પારુષ્યમ્ | = વાણીની કઠોરતા (તથા). |
| અભિમાનઃ | = અભિમાન | | |

× શ્રેષ્ઠ પુરુષોની તે શક્તિનું નામ તેજ છે, જેના પ્રભાવથી તેમની સામે વિષયાસક્ત અને નીચ પ્રકૃતિવાળો મનુષ્ય પણ અન્યાયી આચરણથી રોકાઈને તેમના કથન પ્રમાણે શ્રેષ્ઠ કર્મ કરવાને પ્રવૃત્ત બની જાય છે.

| | | | |
|---|---|---|---|
| અજ્ઞાનમ્ | = અજ્ઞાન | સંપદમ્ | = સંપત્તિને |
| એવ | = પણ | અભિજાતસ્ય | = પ્રાપ્ત કરી જન્મેલા-નાં (લક્ષણો છે). |
| આસુરીમ્ | = આસુરી | | |

**દૈવી સંપદ્વિમોક્ષાય નિબન્ધાયાસુરી મતા,**
**મા શુચઃ સંપદં દૈવીમભિજાતોઽસિ પાણ્ડવ. ૫**

દૈવી સંપત્ વિમોક્ષાય નિબન્ધાય આસુરી મતા
મા શુચઃ સંપદમ્ દૈવીમ્ અભિજાતઃ અસિ પાણ્ડવ

| | | | |
|---|---|---|---|
| દૈવી સંપત્ | = દૈવીસંપત્તિ | મા શુચઃ | = શોક ન કર; (કેમ કે) |
| વિમોક્ષાય | = મોક્ષ માટે (અને) | દૈવીમ્ | = દૈવી |
| આસુરી | = આસુરી (સંપત્તિ)- | સંપદમ્ | = સંપત્તિને |
| નિબન્ધાય | = બંધન માટે | અભિજાતઃ | = પ્રાપ્ત કરી જન્મેલો |
| મતા | = માની (છે.) | | |
| પાણ્ડવ | = હે અર્જુન ! (તું) | અસિ | = છે. |

**દ્વૌ ભૂતસર્ગૌ લોકેઽસ્મિન્દૈવ આસુર એવ ચ,**
**દૈવો વિસ્તરશઃ પ્રોક્ત આસુરં પાર્થ મે શૃણુ. ૬**

દ્વૌ ભૂતસર્ગૌ લોકે અસ્મિન્ દૈવઃ આસુરઃ એવ ચ
દૈવઃ વિસ્તરશઃ પ્રોક્તઃ આસુરમ્ પાર્થ મે શૃણુ

અને:—

| | | | |
|---|---|---|---|
| પાર્થ | = હે અર્જુન ! | આસુરઃ | = આસુરી (રાજસી તામસી); |
| અસ્મિન્ | = આ | દૈવઃ | = દૈવી સૃષ્ટિ |
| લોકે | = લોકમાં | વિસ્તરશઃ | = વિસ્તારથી |
| ભૂતસર્ગૌ | = પ્રાણીઓની સૃષ્ટિ | પ્રોક્તઃ | = કહી (હવે) |
| દ્વૌ એવ | = બે પ્રકારની જ છે, | આસુરમ્ | = આસુરી સૃષ્ટિને |
| દૈવઃ | = દૈવી (સાત્ત્વિક) | મે | = મારી પાસેથી |
| ચ | = અને | શૃણુ | = સાંભળ. |

**પ્રવૃત્તિં ચ નિવૃત્તિં ચ જના ન વિદુરાસુરાઃ,**
**ન શૌચં નાપિ ચાચારો ન સત્યં તેષુ વિદ્યતે. ૭**

પ્રવૃત્તિમ્ ચ નિવૃત્તિમ્ ચ જનાઃ ન વિદુઃ આસુરાઃ
ન શૌચં ન અપિ ચ આચારઃ ન સત્યમ્ તેષુ વિદ્યતે

હે અર્જુન !—

| | | | |
|---|---|---|---|
| આસુરાઃ | = આસુરી સ્વભાવવાળા | ચ | = અને |
| જનાઃ | = મનુષ્યો | તેષુ | = તેઓમાં |
| પ્રવૃત્તિમ્ | = પ્રવૃત્તિ (પ્રવૃત્તિયોગ્ય ધર્મ)ને | શૌચમ્ ન | = પવિત્રતા નથી, |
| ચ | = તથા | આચારઃ ન | = ઉત્તમ આચાર નથી |
| નિવૃત્તિમ્ | = નિવૃત્તિયોગ્ય અધર્મને | ચ | = તેમ જ |
| ન વિદુઃ | = જાણતા નથી | સત્યમ્ અપિ ન વિદ્યતે | = સત્ય ભાષણ પણ નથી. |

**અસત્યમપ્રતિષ્ઠં તે જગદાહુરનીશ્વરમ્,**
**અપરસ્પરસંભૂતં કિમન્યત્કામહૈતુકમ્. ૮**

અસત્યમ્ અપ્રતિષ્ઠમ્ તે જગત્ આહુઃ અનીશ્વરમ્
અપરસ્પરસંભૂતમ્ કિમ્ અન્યત્-કામહૈતુકમ્

| | | | |
|---|---|---|---|
| તે | = તેઓ | અપરસ્પર-સંભૂતમ્ | = સ્ત્રી-પુરુષના સંયોગથી સ્વયં ઉત્પન્ન થયેલું |
| જગત્ | = જગતને | | |
| અપ્રતિષ્ઠમ્ | = ધર્માધર્મની મર્યાદા વગરનું | આહુઃ | = કહે છે. (તેથી) |
| અસત્યમ્ | = સત્ય વેદાદિ પ્રમાણરહિત | કામહૈતુકમ્ | = માત્ર ભોગ ભોગવવા માટે છે. |
| | | અન્યત્ | = બીજું |
| અનીશ્વરમ્ | = ઈશ્વર વગરનું | કિમ્ | = શું ? |

**એતાં દૃષ્ટિમવષ્ટભ્ય નષ્ટાત્માનોઽલ્પબુદ્ધયઃ,**
**પ્રભવન્ત્યુગ્રકર્માણઃ ક્ષયાય જગતોઽહિતાઃ. ૯**

એતામ્ દૃષ્ટિમ્ અવષ્ટભ્ય નષ્ટાત્માનઃ અલ્પબુદ્ધયઃ
પ્રભવન્તિ ઉગ્રકર્માણઃ ક્ષયાય જગતઃ અહિતાઃ

એતામ્ = એ (ઉપર કહેલી)
દૃષ્ટિમ્ = મિથ્યા જ્ઞાનદૃષ્ટિને
અવષ્ટભ્ય = દૃઢ કરીને
નષ્ટાત્માનઃ = પરમાત્મભાવ રહિત,
અલ્પબુદ્ધયઃ = અલ્પ બુદ્ધિવાળા
અહિતાઃ = (જગતના) શત્રુઓ
ઉગ્રકર્માણઃ = (તથા) પાપકર્મ કરનારા (માત્ર)
જગતઃ = જગતના
ક્ષયાય = નાશ માટે
પ્રભવન્તિ = ઉત્પન્ન થાય છે.

**કામમાશ્રિત્ય દુષ્પૂરં દમ્ભમાનમદાન્વિતાઃ,**
**મોહાદ્‌ગૃહીત્વાસદ્‌ગ્રાહાન્પ્રવર્તન્તેઽશુચિવ્રતાઃ. ૧૦**

કામમ્ આશ્રિત્ય દુષ્પૂરમ્ દમ્ભમાનમદાન્વિતાઃ
મોહાત્ ગૃહીત્વા અસદ્‌ગ્રાહાન્ પ્રવર્તન્તે અશુચિવ્રતાઃ

વળી તે મનુષ્યો —

દુષ્પૂરમ્ = પૂર્ણ ન થાય એવી
કામમ્ = વાસનાઓને
આશ્રિત્ય = આશ્રય કરી
દમ્ભમાન-મદાન્વિતાઃ = દંભ, માન તથા મદવાળા (અને)
અશુચિવ્રતાઃ = ભ્રષ્ટાચારી પુરુષો
મોહાત્ = અવિવેકથી
અસદ્‌ગ્રાહાન્ = દુરાગ્રહોને
ગૃહીત્વા = ધારણ કરી
પ્રવર્તન્તે = (અશુભ માર્ગમાં) પ્રવૃત્તિ કરે છે.

**ચિન્તામપરિમેયાં ચ પ્રલયાન્તામુપાશ્રિતાઃ,**
**કામોપભોગપરમા એતાવદિતિ નિશ્ચિતાઃ. ૧૧**

ચિન્તામ્ અપરિમેયામ્ ચ પ્રલયાન્તામ્ ઉપાશ્રિતાઃ
કામોપભોગપરમાઃ એતાવત્ ઇતિ નિશ્ચિતાઃ

પ્રલયાન્તામ્ = મરણ સુધી રહેનારી
અપરિમેયામ્ = અપાર
ચિન્તામ્ = ચિંતાનો
ઉપાશ્રિતાઃ = આશ્રય કરીને (રહે છે)
ચ = અને

| | | | |
|---|---|---|---|
| કામોપભો-ગપરમાઃ | = વિષયભોગપરાયણ (અને) | ઇતિ | = એમ |
| એતાવત્ | = આટલું જ (વિષય-ભોગ જ સુખ છે) | નિશ્ચિતાઃ | = માનનારા, |

**આશાપાશશતૈર્બદ્ધાઃ કામક્રોધપરાયણાઃ,**
**ઇહન્તે કામભોગાર્થમન્યાયેનાર્થસંચયાન્. ૧૨**

આશાપાશશતૈઃ બદ્ધાઃ કામક્રોધપરાયણાઃ
ઇહન્તે કામભોગાર્થમ્ અન્યાયેન અર્થસંચયાન

તેઓ :—

| | | | |
|---|---|---|---|
| આશાપાશશતૈઃ | = આશારૂપી અનેક બંધનથી | કામભોગાર્થમ્ | = વિષયભોગને માટે |
| બદ્ધાઃ | = બંધાયેલા (અને) | અન્યાયેન | = અન્યાયથી |
| કામક્રોધ-પરાયણાઃ | = કામક્રોધનો આશ્રય કરીને | અર્થસંચયાન્ | = ધનાદિ પદાર્થોને મેળવવા |
| | | ઇહન્તે | = ચેષ્ટા કરે છે. |

**ઇદમદ્ય મયા લબ્ધમિમં પ્રાપ્સ્યે મનોરથમ્,**
**ઇદમસ્તીદમપિ મે ભવિષ્યતિ પુનર્ધનમ્. ૧૩**

ઇદમ્ અદ્ય મયા લબ્ધમ્ ઇમમ પ્રાપ્સ્યે મનોરથમ્
ઇદમ્ અસ્તિ ઇદમ્ અપિ મે ભવિષ્યતિ પુનઃ ધનમ

| | | | |
|---|---|---|---|
| મયા | = મેં | ઇદમ્ | = આ (આટલું) |
| અદ્ય | = આજે | ધનમ્ | = ધન |
| ઇદમ્ | = આ (ધનપદાર્થને) | અસ્તિ | = છે (અને) |
| લબ્ધમ્ | = મેળવ્યા છે (હવે) | પુનઃ | = ફરીથી |
| ઇમમ્ | = આ | અપિ | = પણ |
| મનોરથમ્ | = ઇચ્છેલા ધનપદાર્થને | ઇદમ્ | = આ (આટલું) |
| પ્રાપ્સ્યે | = મેળવીશ (તથા) | ભવિષ્યતિ | = થશે; |
| મે | = મારી પાસે | | |

**અસૌ મયા હતઃ શત્રુર્હનિષ્યે ચાપરાનપિ,**
**ઇશ્વરોઽહમહં ભોગી સિદ્ધોઽહં બલવાન્સુખી. ૧૪**

અસૌ મયા હતઃ શત્રુઃ હનિષ્યે ચ અપરાન્ અપિ
ઈશ્વરઃ અહમ્ અહમ્ ભોગી સિદ્ધઃ અહમ્ બલવાન્ સુખી

તથા :—

| | | | |
|---|---|---|---|
| મયા | = મેં | અહમ્ | = હું (જ) |
| અસૌ | = આ | ઈશ્વરઃ | = ઈશ્વર (છું) (તેમજ) |
| શત્રુઃ | = શત્રુ | અહમ્ | = હું (જ) |
| હતઃ | = માર્યો છે, | ભોગી | = ભોગસાધનસંપન્ન, |
| ચ | = અને | અહમ્ | = હું (જ) |
| અપરાન્ | = બીજા (શત્રુઓ)ને | સિદ્ધઃ | = સિદ્ધ, |
| અપિ | = પણ | બલવાન્ | = બળવાન (અને) |
| હનિષ્યે | = મારીશ, | સુખી | = સુખી (છું). |

**આઢ્યોઽભિજનવાનસ્મિ કોઽન્યોઽસ્તિ સદૃશો મયા,**
**યક્ષ્યે દાસ્યામિ મોદિષ્ય ઇત્યજ્ઞાનવિમોહિતાઃ. ૧૫**

આઢ્યઃ અભિજનવાન અસ્મિ કઃ અન્યઃ અસ્તિ સદૃશઃ
મયા યક્ષ્યે દાસ્યામિ મોદિષ્યે ઇતિ અજ્ઞાનવિમોહિતાઃ

| | | | |
|---|---|---|---|
| આઢ્યઃ | = બહુ ધનવાન, | અસ્તિ | = છે ? |
| અભિજનવાન્ | = ઉચ્ચ કુળવાન (પણ) | યક્ષ્યે | = (હું) યજ્ઞ કરીશ, |
| અસ્મિ | = હું (જ) છું, | દાસ્યામિ | = દાન આપીશ, |
| મયા | = મારા | મોદિષ્યે | = હર્ષ પામીશ |
| સદૃશઃ | = જેવો | ઇતિ | = એ પ્રમાણે |
| અન્યઃ | = બીજો | અજ્ઞાનવિમોહિતાઃ | = અજ્ઞાનથી મોહ પામેલા છે; |
| કઃ | = કોણ | | |

**અનેકચિત્તવિભ્રાન્તા મોહજાલસમાવૃતાઃ,**
**પ્રસક્તાઃ કામભોગેષુ પતન્તિ નરકેઽશુચૌ. ૧૬**

અનેકચિત્તવિભ્રાન્તાઃ મોહજાલસમાવૃતાઃ
પ્રસક્તાઃ કામભોગેષુ પતન્તિ નરકે અશુચૌ

માટે તેઓ :—

| | | | |
|---|---|---|---|
| અનેકચિત્ત વિભ્રાન્તાઃ | = ઘણા પ્રકારના મનોરથોથી અસ્થિર મનવાળા | પ્રસક્તાઃ | = અત્યંત આસક્ત થયેલા |
| મોહજાલ સમાવૃતાઃ | = મોહરૂપી જાળમાં ફસેલા (અને) | અશુચૌ | = મલીન (ઘોર) |
| કામભોગેષુ | = વિષયભોગોમાં | નરકે | = નરકમાં |
| | | પતન્તિ | = પડે છે. |

**આત્મસમ્ભાવિતાઃ સ્તબ્ધા ધનમાનમદાન્વિતાઃ,**
**યજન્તે નામયજ્ઞૈસ્તે દમ્ભેનાવિધિપૂર્વકમ્. ૧૭**

આત્મસમ્ભાવિતાઃ સ્તબ્ધા ધનમાનમદાન્વિતાઃ
યજન્તે નામયજ્ઞૈઃ તે દમ્ભેન અવિધિપૂર્વકમ્

| | | | |
|---|---|---|---|
| આત્મસમ્ભાવિતાઃ | = પોતાને જ શ્રેષ્ઠ માનનારા | અવિધિપૂર્વકમ્ | = શાસ્ત્રવિધિથી રહિત |
| ધનમાન-મદાન્વિતાઃ | = ધન અને માનના મદથી છકેલા | દમ્ભેન | = પાખંડથી |
| તે | = તેઓ | નામયજ્ઞૈઃ | = નામના જ યજ્ઞો વડે |
| | | યજન્તે | = યજન કરે છે. |

**અહંકારં બલં દર્પં કામં ક્રોધં ચ સંશ્રિતાઃ,**
**મામાત્મપરદેહેષુ પ્રદ્વિષન્તોઽભ્યસૂયકાઃ. ૧૮**

અહંકારમ્ બલમ્ દર્પમ્ કામમ્ ક્રોધમ્ ચ સંશ્રિતાઃ
મામ્ આત્મપરદેહેષુ પ્રદ્વિષન્તઃ અભ્યસૂયકાઃ

વળી તેઓ :—

| | | | |
|---|---|---|---|
| અહંકારમ્ | = અહંકાર | દર્પમ્ | = ગર્વ |
| બલમ્ | = બળ | કામમ્ | = કામવાસના |

| | |
|---|---|
| ચ = તથા | મામ્ = મારો |
| ક્રોધમ્ = ક્રોધને | |
| સંશ્રિતાઃ = વશ થયેલા (અને) | પ્રદ્વિષન્તઃ = દ્વેષ કરનારા (તથા) |
| આત્મપરદેહેષુ = પોતાના તથા બીજાના શરીરમાં (રહેલા) | અભ્યસૂયકાઃ = નિંદા કરનારા (હોય છે.) |

**તાનહં દ્વિષતઃ ક્રૂરાન્સંસારેષુ નરાધમાન્,**
**ક્ષિપામ્યજસ્રમશુભાનાસુરીષ્વેવ યોનિષુ. ૧૯**

તાન્ અહમ્ દ્વિષતઃ ક્રૂરાન્ સંસારેષુ નરાધમાન્
ક્ષિપામિ અજસ્રમ્ અશુભાન્ આસુરીષુ એવ યોનિષુ

| | |
|---|---|
| દ્વિષતઃ = (મારો) દ્વેષ કરનારા | અજસ્રમ્ = વારંવાર |
| તાન્ = તે | સંસારેષુ = સંસારમાં |
| અશુભાન્ = પાપી (અને) | આસુરીષુ = આસુરી |
| ક્રૂરાન્ = ક્રૂર કર્મ કરનારા | યોનિષુ = યોનિઓમાં |
| નરાધમાન્ = નરાધમોને | એવ = જ |
| અહમ્ = હું | ક્ષિપામિ = નાખું છું. |

**આસુરીં યોનિમાપન્ના મૂઢા જન્મનિ જન્મનિ,**
**મામપ્રાપ્યૈવ કૌન્તેય તતો યાન્ત્યધમાં ગતિમ્. ૨૦**

આસુરીમ્ યોનિમ્ આપન્નાઃ મૂઢાઃ જન્મનિ જન્મનિ
મામ્ અપ્રાપ્ય એવ કૌન્તેય તતઃ યાન્તિ અધમામ્ ગતિમ્

માટે.—

| | |
|---|---|
| કૌન્તેય = હે અર્જુન ! | મૂઢાઃ = (તે) મૂઢ (પુરુષો) |
| જન્મનિ-જન્મનિ = દરેક જન્મમા | મામ્ = મને |
| | અપ્રાપ્ય તતઃ = ન ભજવાથી |
| આસુરીમ્ = આસુરી | અધમામ્ = અધમ |
| યોનિમ્ = યોનિને | ગતિમ્ = ગતિને |
| | એવ = જ |
| આપન્નાઃ = પામેલા | યાન્તિ = પામે છે. |

**ત્રિવિધં નરકસ્યેદં દ્વારં નાશનમાત્મનઃ,**
**કામઃ ક્રોધસ્તથા લોભસ્તસ્માદેતત્ત્રયં ત્યજેત્. ૨૧**

ત્રિવિધમ્ નરકસ્ય ઇદમ્ દ્વારમ્ નાશનમ્ આત્મનઃ
કામઃ ક્રોધઃ તથા લોભઃ તસ્માત્ એતત્ ત્રયમ્ ત્યજેત્

હે અર્જુન !—

| | | | |
|---|---|---|---|
| કામઃ | = કામ | આત્મનઃ | = આત્માને |
| ક્રોધઃ | = ક્રોધ | નાશનમ્ | = {અધોગતિમાં લઈ જનારાં (છે), |
| તથા | = તથા | | |
| લોભઃ | = લોભ | તસ્માત્ | = તે માટે |
| ઇદમ્ ત્રિવિધમ્ | = આ ત્રણ (પ્રકારનાં) | એતત્ | = એ |
| નરકસ્ય | = નરકનાં | ત્રયમ્ | = ત્રણેને |
| દ્વારમ્ | = દ્વાર* | ત્યજેત્ | = ત્યજવા જોઈએ. |

**એતૈર્વિમુક્તઃ કૌન્તેય તમોદ્વારૈસ્ત્રિભિર્નરઃ,**
**આચરત્યાત્મનઃ શ્રેયસ્તતો યાતિ પરાં ગતિમ્. ૨૨**

એતૈઃ વિમુક્તઃ કૌન્તેય તમોદ્વારૈઃ ત્રિભિઃ નરઃ
આચરતિ આત્મનઃ શ્રેયઃ તતઃ યાતિ પરામ્ ગતિમ્

કેમ કે :—

| | | | |
|---|---|---|---|
| કૌન્તેય | = હે અર્જુન ! | શ્રેયઃ | = કલ્યાણ માટે |
| એતૈઃ | = આ | આચરતિ | = યત્ન કરે છે+ |
| ત્રિભિઃ | = ત્રણે | તતઃ | = તેથી (તે) |
| તમોદ્વારૈઃ | = નરકનાં દ્વારથી | પરામ્ | = પરમ |
| વિમુક્તઃ | = છૂટેલો× | ગતિમ્ | = ગતિને |
| નરઃ | = પુરુષ | યાતિ | = પામે છે. |
| આત્મનઃ | = પોતાના | | |

* સર્વ અનર્થોનું મૂળ અને નરકની પ્રાપ્તિમાં હેતુ હોવાથી અહીં કામ, ક્રોધ અને લોભને નરકનું દ્વાર કહેલ છે.

× અર્થાત્ કામ, ક્રોધ અને લોભ વગેરે વિકારોથી છૂટેલો

+ પોતાના ઉદ્ધાર સારુ ભગવત્-આજ્ઞા-અનુસાર વર્તવું તેનો જ અર્થ કલ્યાણનું આચરણ કરવું તેવો થાય છે.

**યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ,**
**ન સ સિદ્ધિમવાપ્નોતિ ન સુખં ન પરાં ગતિમ્. ૨૩**

યઃ શાસ્ત્રવિધિમ્ ઉત્સૃજ્ય વર્તતે કામકારતઃ
ન સઃ સિદ્ધિમ્ અવાપ્નોતિ ન સુખમ્ ન પરામ્ ગતિમ્

| | | | |
|---|---|---|---|
| યઃ | = જે (પુરુષ) | ન અવાપ્નોતિ | = પામતો નથી, |
| શાસ્ત્રવિધિમ્ | = શાસ્ત્રવિધિને | સુખમ્ | = સુખને |
| ઉત્સૃજ્ય | = છોડીને | ન | =(પામતો) નથી,(તથા) |
| કામકારતઃ | = ઇચ્છા મુજબ | પરામ્ | = પરમ |
| વર્તતે | = વર્તન કરે છે | ગતિમ્ | = ગતિને (પણ) |
| સઃ | = તે | ન | = (પામતો) નથી. |
| સિદ્ધિમ્ | = સિદ્ધિને | | |

**તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્યવ્યવસ્થિતૌ,**
**જ્ઞાત્વા શાસ્ત્રવિધાનોક્તં કર્મ કર્તુમિહાર્હસિ. ૨૪**

તસ્માત્ શાસ્ત્રમ્ પ્રમાણમ્ તે કાર્યાકાર્યવ્યવસ્થિતૌ
જ્ઞાત્વા શાસ્ત્રવિધાનોક્તમ્ કર્મ કર્તુમ્ ઇહ અર્હસિ

| | | | |
|---|---|---|---|
| તસ્માત્ | = તેથી | જ્ઞાત્વા | = જાણી (તું) |
| તે | = તારે માટે | શાસ્ત્રવિધાનોક્તમ્ | = શાસ્ત્રે નિર્માણ કરેલાં જ |
| ઇહ | = અહીં | કર્મ | = કર્મ |
| કાર્યાકાર્યવ્યવસ્થિતૌ | = કર્તવ્ય અને અકર્તવ્યના નિર્ણયમાં | કર્તુમ્ | = કરવા |
| શાસ્ત્રમ્ | = શાસ્ત્ર (જ) | અર્હસિ | = યોગ્ય છે. |
| પ્રમાણમ્ | = પ્રમાણ છે (એમ) | | |

ૐ તત્સદિતિ શ્રીમદ્ ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં
યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે દૈવાસુરસંપદ્વિભાગ-
યોગો નામ ષોડશોઽધ્યાયઃ ૧૬

# અધ્યાય ૧૭ મો

અર્જુન ઉવાચ

યે શાસ્ત્રવિધિમુત્સૃજ્ય યજન્તે શ્રદ્ધયાન્વિતાઃ,
તેષાં નિષ્ઠા તુ કા કૃષ્ણ સત્ત્વમાહો રજસ્તમઃ. ૧

યે શાસ્ત્રવિધિમ્ ઉત્સૃજ્ય યજન્તે શ્રદ્ધયા અન્વિતાઃ
તેષામ્ નિષ્ઠા તુ કા કૃષ્ણ સત્ત્વમ્ આહો રજઃ તમઃ

| | | | |
|---|---|---|---|
| કૃષ્ણ | =હે કૃષ્ણ ! | તેષામ્ | =તેમની |
| યે | =જે (પુરુષો) | નિષ્ઠા | =(તે) નિષ્ઠા (શ્રદ્ધા) |
| શાસ્ત્રવિધિમ્ | =શાસ્ત્રવિધિને | કા | =કેવી છે ? |
| ઉત્સૃજ્ય | =છોડીને | સત્ત્વમ્ | =સાત્ત્વિકી (છે ?) |
| શ્રદ્ધયા અન્વિતાઃ | =શ્રદ્ધાપૂર્વક | આહો | =અથવા |
| યજન્તે | =યજન કરે છે; | રજઃ | =રાજસી |
| | =તો | તમઃ | = તામસી (છે ?) |

શ્રી ભગવાનુવાચ

ત્રિવિધા ભવતિ શ્રદ્ધા દેહિનાં સા સ્વભાવજા,
સાત્ત્વિકી રાજસી ચૈવ તામસી ચેતિ તાં શૃણુ. ૨

ત્રિવિધા ભવતિ શ્રદ્ધા દેહિનામ્ સા સ્વભાવજા
સાત્ત્વિકી રાજસી ચ એવ તામસી ચ ઇતિ તામ્ શૃણુ

હે અર્જુન !—

| | | | |
|---|---|---|---|
| દેહીનામ્ | =મનુષ્યોની | શ્રદ્ધા÷ | =શ્રદ્ધા, |
| | | સાત્ત્વિકી | =સાત્ત્વિકી |
| સ્વભાવજા | =સ્વભાવ મુજબ ઉત્પન્ન થયેલી | ચ | =તથા |
| | | રાજસી | =રાજસી |
| સા | =તે | ચ | =અને |

÷ અનંત જન્મોમાં કરેલાં કર્મોના સંચિત સંસ્કારોથી ઉત્પન્ન થયેલી શ્રદ્ધા 'સ્વભાવની શ્રદ્ધા' કહેવાય છે.

| | | | |
|---|---|---|---|
| તામસી | = તામસી | ભવતિ | = હોય છે |
| ઇતિ | = એમ | તામ્ | = તેને (તું) (મારી પાસેથી) |
| ત્રિવિધા | = ત્રણ પ્રકારની | | |
| એવ | = જ | શૃણુ | = સાંભળ. |

**સત્ત્વાનુરૂપા સર્વસ્ય શ્રદ્ધા ભવતિ ભારત,**
**શ્રદ્ધામયોઽયં પુરુષો યો યચ્છ્રદ્ધઃ સ એવ સઃ. ૩**

સત્ત્વાનુરૂપા સર્વસ્ય શ્રદ્ધા ભવતિ ભારત
શ્રદ્ધામયઃ અયમ્ પુરુષઃ યઃ યચ્છ્રદ્ધઃ સઃ એવ સઃ

| | | | |
|---|---|---|---|
| ભારત | = હે ભારત ! | શ્રદ્ધામયઃ | = શ્રદ્ધાવાળો (છે); |
| સર્વસ્ય | = સર્વે (પ્રાણીઓ)ની | યઃ | = જે (પુરુષ) |
| શ્રદ્ધા | = શ્રદ્ધા | | |
| સત્ત્વાનુરૂપા | = તેના અંતઃકરણ મુજબ | યચ્છ્રદ્ધઃ | = જેવી શ્રદ્ધાવાળો (હોય છે)+ |
| ભવતિ | = હોય છે, | સઃ | = તે (પોતે) |
| અયમ્ | = આ | એવ | = પણ |
| પુરુષઃ | = પુરુષ | સઃ | = તેવો (જ છે). |

**યજન્તે સાત્ત્વિકા દેવાન્યક્ષરક્ષાંસિ રાજસાઃ,**
**પ્રેતાન્ભૂતગણાંશ્ચાન્યે યજન્તે તામસા જનાઃ. ૪**

યજન્તે સાત્ત્વિકાઃ દેવાન્ યક્ષરક્ષાંસિ રાજસાઃ
પ્રેતાન્ ભૂતગણાન્ ચ અન્યે યજન્તે તામસાઃ જનાઃ

તેઓમાં :—

| | | | |
|---|---|---|---|
| સાત્ત્વિકાઃ | = સાત્ત્વિક (પુરુષો) | યજન્તે | = પૂજે છે, |
| દેવાન્ | = દેવોને | રાજસાઃ | = રાજસ (પુરુષો) |

+ અર્થાત્ પોતાની શ્રદ્ધા પ્રમાણે જ મનની પ્રવૃત્તિ હોય છે. જેવી સત્ત્વશુદ્ધિ હોય છે, તે પ્રમાણે શરીર, મન, ઇંદ્રિયો ઇત્યાદિની પ્રવૃત્તિ શુદ્ધ અથવા અશુદ્ધ હોય છે.

| | | | |
|---|---|---|---|
| યક્ષરક્ષાંસિ | = { યક્ષ તથા રાક્ષસોને, (પૂજે છે) અને | પ્રેતાન્ | = પ્રેત |
| અન્યે | = બીજા | ચ | = તથા |
| તામસાઃ | = તામસ | ભૂતગણાન્ | = ભૂતગણોને |
| જનાઃ | = મનુષ્યો | યજન્તે | = પૂજે છે. |

અશાસ્ત્રવિહિતં ઘોરં તપ્યન્તે યે તપો જનાઃ,
દમ્ભાહંકારસંયુક્તાઃ કામરાગબલાન્વિતાઃ. ૫
કર્ષયન્તઃ શરીરસ્થં ભૂતગ્રામમચેતસઃ
માં ચૈવાન્તઃ શરીરસ્થં તાન્વિદ્ધ્યાસુરનિશ્ચયાન્. ૬

અશાસ્ત્રવિહિતમ્ ઘોરમ્ તપ્યન્તે યે તપઃ જનાઃ
દમ્ભાહંકારસંયુક્તાઃ કામરાગબલાન્વિતાઃ
કર્ષયન્તઃ શરીરસ્થમ્ ભૂતગ્રામમ્ અચેતસઃ મામ્
ચ એવ અન્તઃ શરીરસ્થમ્ તાન્ વિદ્ધિ આસુરનિશ્ચયાન

હે અર્જુન !—

| | | | |
|---|---|---|---|
| કામરાગબલાન્વિતાઃ | = વાસના, આસક્તિ અને દુરાગ્રહવાળા | તાન્ | = તે |
| | | અચેતસઃ | = અજ્ઞાનીઓને |
| દમ્ભાહંકારસંયુક્તાઃ | = દંભ અને અહંકારથી યુક્ત | શરીરસ્થમ્ | = શરીરરૂપે રહેલા |
| | | ભૂતગ્રામમ્ | = પંચભૂતોના સમૂહને |
| યે | = જે (પુરુષો) | ચ | = તથા |
| અશાસ્ત્રવિહિતમ્ | = શાસ્ત્રવિધિથી રહિત | અન્તઃ શરીરસ્થમ્ | = કારણ-શરીરમાં રહેલા |
| ઘોરમ્ | = ઘોર | મામ્ | = મને |
| તપઃ | = તપને | એવ | = પણ |
| તપ્યન્તે | = તપે છે, | કર્ષયન્તઃ* | = સુકવનારા |

* શાસ્ત્રથી વિરુદ્ધ ઉપવાસ વગેરે ઘોર આચરણો દ્વારા શરીરને સુકવવું અને ભગવાનના અંશસ્વરૂપ જીવાત્માને ક્લેશ દેવો એટલે ભૂત-સમુદાયને તથા અંતર્યામી પરમાત્માને કૃશ કરવો તે છે,

| | | | |
|---|---|---|---|
| આસુર-નિશ્ચયાન્ | = આસુરી નિષ્ઠાવાળા | વિદ્ધિ | = જાણ. |

**આહારસ્ત્વપિ સર્વસ્ય ત્રિવિધો ભવતિ પ્રિયઃ,**
**યજ્ઞસ્તપસ્તથા દાનં તેષાં ભેદમિમં શૃણુ. ૭**

આહારઃ તુ અપિ સર્વસ્ય ત્રિવિધઃ ભવતિ પ્રિયઃ
યજ્ઞઃ તપઃ તથા દાનમ્ તેષામ્ ભેદમ્ ઇમમ્ શૃણુ

| | | | |
|---|---|---|---|
| તુ | = વળી | યજ્ઞઃ | = યજ્ઞ |
| સર્વસ્ય | = સર્વને | તપઃ | = તપ (અને) |
| આહારઃ | = ભોજન | દાનમ્ | = દાન પણ (ત્રણ પ્રકારનાં હોય છે) |
| અપિ | = પણ | | |
| ત્રિવિધઃ | = ત્રણ પ્રકારનું | તેષામ્ | = તેમના |
| પ્રિયઃ | = પ્રિય | ઇમમ્ | = આ |
| ભવતિ | = હોય છે; | ભેદમ્ | = ભેદને (પ્રકારને) |
| તથા | = તે જ પ્રમાણે | શૃણુ | = સાંભળ. |

**આયુઃસત્ત્વબલારોગ્યસુખપ્રીતિવિવર્ધનાઃ,**
**રસ્યાઃસ્નિગ્ધાઃ સ્થિરા હૃદ્યા આહારાઃ સાત્ત્વિકપ્રિયાઃ. ૮**

આયુઃસત્ત્વબલારોગ્યસુખપ્રીતિવિવર્ધનાઃ
રસ્યાઃ સ્નિગ્ધાઃ સ્થિરાઃ હૃદ્યાઃ આહારાઃ સાત્ત્વિકપ્રિયાઃ

| | | | |
|---|---|---|---|
| આયુઃ | = આયુષ્ય | સ્થિરાઃ | = શરીરને મજબૂત કરનારા (કે સ્થિર રહેનારા)× (તથા) |
| સત્ત્વ | = મનની દૃઢતા | | |
| બલઆરોગ્ય | = બળ, તંદુરસ્તી | | |
| સુખપ્રીતિ-વિવર્ધનાઃ | = સુખ અને પ્રીતિ વધારનારા | હૃદ્યાઃ | = હૃદયને પ્રિય (એવા) |
| | | આહારાઃ | = ભોજનના પદાર્થો |
| રસ્યાઃ | = મધુર રસવાળા | સાત્ત્વિકપ્રિયાઃ | = સાત્ત્વિક મનુષ્યને પ્રિય (હોય છે). |
| સ્નિગ્ધાઃ | = સ્નિગ્ધ ચીકાશવાળા | | |

× જે ભોજનનો સાર શરીરમાં લાંબા વખત સુધી રહે છે, તેને 'સ્થિર રહેનાર' કહે છે,

**કટ્વમ્લલવણાત્યુષ્ણતીક્ષ્ણરૂક્ષવિદાહિનઃ,**
**આહારા રાજસસ્યેષ્ટા દુઃખશોકામયપ્રદાઃ ૯**

કટ્વમ્લલવણાત્યુષ્ણતીક્ષ્ણરૂક્ષવિદાહિનઃ
આહારાઃ રાજસસ્ય ઇષ્ટાઃ દુઃખશોકામયપ્રદાઃ

તથા :—

| | | | |
|---|---|---|---|
| કટુ | = તીખા, કડવા | વિદાહિનઃ | = દાહ કરનારા |
| અમ્લ | = ખાટા | આહારાઃ | = ભોજનના પદાર્થો |
| લવણ | = ખારા | રાજસસ્ય | = રાજસ પુરુષને |
| અત્યુષ્ણ | = અતિ ગરમ | ઇષ્ટાઃ | = પ્રિય હોય છે, |
| તીક્ષ્ણ | = તેજ | દુઃખશોકામયપ્રદાઃ | = તે દુઃખ, શોક અને રોગને ઉત્પન્ન કરનારા (છે). |
| રૂક્ષ | = લૂખા | | |

**યાતયામં ગતરસં પૂતિ પર્યુષિતં ચ યત્,**
**ઉચ્છિષ્ટમપિ ચામેધ્યં ભોજનં તામસપ્રિયમ્, ૧૦**

યાતયામમ્ ગતરસમ્ પૂતિ પર્યુષિતમ્ ચ યત્
ઉચ્છિષ્ટમ્ અપિ ચ અમેધ્યમ્ ભોજનમ્ તામસપ્રિયમ્ ,

અનેઃ—

| | | | |
|---|---|---|---|
| યત્ | = જે | પર્યુષિતમ્ | = વાસી, |
| ભોજનમ્ | = ભોજન | ઉચ્છિષ્ટમ્ | = એંઠું |
| યાતયામમ્ | = એક પ્રહર વીતેલું ઠંડું, | ચ અપિ | = તેમ જ |
| ગતરસમ્ | = વિકૃત રસવાળું, | અમેધ્યમ્ | = અપવિત્ર (છે, તે) |
| ચ | = અને | તામસપ્રિયમ્ | = તામસ મનુષ્યોને પ્રિય (હોય છે). |
| પૂતિ | = દુર્ગંધવાળું; | | |

**અફલાકાઙ્ક્ષિભિર્યજ્ઞો વિધિદૃષ્ટો ય ઇજ્યતે,**
**યષ્ટવ્યમેવેતિ મનઃ સમાધાય સ સાત્ત્વિકઃ. ૧૧**

અફલાકાઙ્ક્ષિભિઃ યજ્ઞઃ વિધિદૃષ્ટઃ યઃ ઇજ્યતે
યષ્ટવ્યમ્ એવ ઇતિ મનઃ સમાધાય સઃ સાત્ત્વિકઃ

હે અર્જુન !—

| | | | |
|---|---|---|---|
| યષ્ટવ્યમ્ એવ | = યજ્ઞ કરવો જોઈએ જ | વિધિદૃષ્ટઃ | = શાસ્ત્રવિધિમાં બતાવ્યા પ્રમાણે |
| ઇતિ | = એમ | યઃ | = જે |
| મનઃ | = મનમાં | યજ્ઞઃ | = યજ્ઞ |
| સમાધાય | = નિશ્ચય કરીને | ઇજ્યતે | = કરવામાં આવે છે, |
| અફલાકાઙ્ક્ષિભિઃ | = ફળને ન ઇચ્છનારા પુરુષો વડે | સઃ | = તે (યજ્ઞ) |
| | | સાત્ત્વિકઃ | = સાત્ત્વિક (છે). |

**અભિસન્ધાય તુ ફલં દમ્ભાર્થમપિ ચૈવ યત્,**
**ઇજ્યતે ભરતશ્રેષ્ઠ તં યજ્ઞં વિદ્ધિ રાજસમ્. ૧૨**

અભિસન્ધાય તુ ફલમ્ દમ્ભાર્થમ્ અપિ ચ એવ યત્
ઇજ્યતે ભરતશ્રેષ્ઠ તમ્ યજ્ઞમ્ વિદ્ધિ રાજસમ્

| | | | |
|---|---|---|---|
| તુ | = પરંતુ | દમ્ભાર્થમ્ એવ | = દંભને માટે જ |
| ભરતશ્રેષ્ઠ | = હે અર્જુન ! | યત્ | = જે |
| ફલમ્ | = ફળને | ઇજ્યતે | = યજ્ઞ કરવામાં આવે છે |
| અભિસન્ધાય | = ઉદ્દેશીને | તમ્ યજ્ઞમ્ | = તે યજ્ઞને (તું) |
| અપિ ચ | = તેમ જ | રાજસમ્ વિદ્ધિ | = રાજસ જાણ. |

**વિધિહીનમસૃષ્ટાન્નં મન્ત્રહીનમદક્ષિણમ્,**
**શ્રદ્ધાવિરહિતં યજ્ઞં તામસં પરિચક્ષતે. ૧૩**

વિધિહીનમ્ અસૃષ્ટાન્નમ્ મન્ત્રહીનમ્ અદક્ષિણમ્
શ્રદ્ધાવિરહિતમ્ યજ્ઞમ્ તામસમ્ પરિચક્ષતે

તથા :—

| | | | |
|---|---|---|---|
| વિધિહીનમ્ | = શાસ્ત્રવિધિથી રહિત, | અસૃષ્ટાન્નમ્ | = ભોજન |
| | | મન્ત્રહીનમ્ | = મંત્રહીન |

| | | | |
|---|---|---|---|
| અદક્ષિણમ્ | = દક્ષિણા વગરના (અને) | યજ્ઞમ્ | = યજ્ઞને |
| | | તામસમ્ | = તામસ (યજ્ઞ) |
| શ્રદ્ધાવિરહિતમ્ | = શ્રદ્ધા વગર કરેલા | પરિચક્ષતે | = કહે છે. |

**દેવદ્વિજગુરુપ્રાજ્ઞપૂજનં શૌચમાર્જવમ્,**
**બ્રહ્મચર્યમહિંસા ચ શારીરં તપ ઉચ્યતે. ૧૪**

દેવદ્વિજગુરુપ્રાજ્ઞપૂજનમ્ શૌચમ્ આર્જવમ્
બ્રહ્મચર્યમ્ અહિંસા ચ શારીરમ્ તપઃ ઉચ્યતે

| | | | |
|---|---|---|---|
| દેવ | = દેવ | બ્રહ્મચર્યમ્ | = બ્રહ્મચર્ય |
| દ્વિજ | = બ્રાહ્મણ | ચ | = અને |
| ગુરુ* | = ગુરુ (અને) | અહિંસા | = અહિંસા (એ) |
| પ્રાજ્ઞ | = જ્ઞાનીઓનું | | |
| પૂજનમ્ | = પૂજન (તથા) | શારીરમ્ | = શારીરનું |
| શૌચમ્ | = પવિત્રતા | તપઃ | = તપ |
| આર્જવમ્ | = સરળતા | ઉચ્યતે | = કહેવાય છે. |

**અનુદ્વેગકરં વાક્યં સત્યં પ્રિયહિતં ચ યત્,**
**સ્વાધ્યાયાભ્યસનં ચૈવ વાઙ્મયં તપ ઉચ્યતે. ૧૫**

અનુદ્વેગકરમ્ વાક્યમ્ સત્યમ્ પ્રિયહિતમ્ ચ યત
સ્વાધ્યાયાભ્યસનમ્ ચ એવ વાઙ્મયમ્ તપઃ ઉચ્યતે

| | | | |
|---|---|---|---|
| અનુદ્વેગકરમ્ | = કોઈને સંતાપ ન કરનારું | પ્રિયહિતમ્ | = પ્રિય અને હિતકર (એવું) |
| સત્યમ્ | = સત્ય | યત્ | = જે |
| ચ | = તથા | વાક્યમ્ | = વચન+ (ભાષણ) |

* અહીં 'ગુરુ' શબ્દ દ્વારા માતા, પિતા, આચાર્ય અને વૃદ્ધ તેમ જ જે કોઈ પણ પ્રકારે વડું હોય તે સઘળાંને સમજવાનું છે.

+ મન અને ઇંદ્રિયો દ્વારા જેવો અનુભવ થયો કે કર્યો હોય, બસ તેવી જ–તેને અનુસરતી જ–વાત ઉચ્ચારવી તેનું નામ યથાર્થ વચન કે ભાષણ છે.

